# પુષ્પાંજલિ

'મહાયના મિત્ર' ના ગ્રાહકોને
સંવત ૧૯૮૫ ની ભેટ.

રમણીક

# પુષ્પાંજલિ

વિશ્વવિખ્યાત નવલકથાકાર બંકિમચંદ્ર પ્રણીત
સુન્દર નવલિકાઓ ઉપરથી

રચી પ્રસિદ્ધ કરનાર

રમણીકલાલ જયચંદભાઈ દલાલ

મૂલ્ય એક રૂપીઓ

# ઉપોદ્‌ઘાત

આ નાના પુસ્તકનો ઉપોદ્‌ઘાત લખવાના આમન્ત્રણનો હું ઇનકાર કરી શકતો નથી. આ વાર્તાના અનુવાદક શ્રી રમણિકલાલ દલાલ ગુજરાતી સાહિત્યના ઉત્સાહી ઉપાસક છે. તેઓ પોતાની સ્વતંત્ર કૃતિ નહિ તો પરભાષાની કોઇ કૃતિનો અનુવાદ દર વરસ આપણી ભારતીને ચરણે ધરે છે. તેમના તરફથી, બંગાળી સાહિત્યમાં આ પ્રકારની નવલકથાનો પ્રારંભ કરનાર બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની કૃતિઓનું અવલોકન કરવાનું આમંત્રણ આવતાં હું તે સ્વીકારું છું.

આ બન્ધુકૃત્ય કરતાં, આ અનુવાદ સામેના બે સામાન્ય વાંધાનો પહેલાં ઉલ્લેખ કરું છું. બંગાળી સાહિત્યમાંથી આપણે

કાંઇ લેવું હોય તો તે બંગાળી ઉપરથી અનુવાદ કરીને લેવું જોઈએ. બંગાળી ઉપરથી કરેલા અંગ્રેજી ઉપરથી ગુજરાતી અનુવાદ કરતાં ભાષાની અરધી ખૂબી વચમાંથી સરી જાય. અંગ્રેજી ભાષા બંગાળી અને ગુજરાતી બન્ને ભાષાથી ઘણી જ વિદેશી છે, બંગાળી અને ગુજરાતી તદ્દન નિકટ છે. પણ તેમાં અનુવાદકનો શો દોષ કાઢું? તેઓ કે હું બંગાળી જાણતા નથી. બીજો વાંધો એ છે કે વાર્તાના અસલ વસ્તુમાં ભાષાન્તર કરતાં ફેરફાર ન કરવો જોઇએ તે કર્યો છે. સાહિત્યનિર્માણ જે ભૂમિમાંથી જાગે છે તેની સાથે તેનો એવો માર્મિક સંબંધ હોય છે કે તેના વસ્તુ અને પાત્રોમાં જરા પણ ફેરફાર કરતાં તેની સમગ્રતા ખંડિત થાય છે, તેનું રૂપ વિકૃત બને છે. આ અનુવાદકે બંગાળના ભૂગોળને બદલે, ગુજરાતની ભૂગોળમાં પાત્રોને મૂક્યા છે અને તેમ કરતાં વાર્તાને હાનિ થઈ છે. ઇન્દિરાનું પિયર અમદાવાદમાં મૂક્યું છે, અને તેને નડિયાદ પાસે વાત્રકનાં કોતરોમાં લુંટાવી છે. હવે વાત્રક અમદાવાદ પાસે આવે તે વાતને જવા દઇએ. પણ ઇન્દિરા નડિયાદ આસપાસ લોકોને અમદાવાદ અને વડોદરા શહેરની વાટ પૂછે અને "આવાં નામ તેમણે જીવનભરમાં કદી પણ સાંભળ્યાં જ ન હોય તેમ તેઓ મ્હારા સામે આંખો ફાડી જોઇ રહેતા." એમ કેમ બની શકે? આગળ બને છે તેમ ઇન્દિરાનો પતિ નડિઆદને "મ્હારવાડિયાનું ગામ" શી રીતે કહી શકે? વળી આખી વાર્તા જે નાતમાં ઓઝલનો રિવાજ હોય તેમાં જ બનવી સંભવિત છે. હવે ગુજરાતમાં તો ઓઝલ જેવું માત્ર પાટીદારો રાખે છે. તેમનામાં પણ લાંબે અંતરે સાસરે જવા પાલખી મોકલે એ જરા અસંભવિત લાગે છે પણ પહેલાં

પાલખી મોકલાતી હશે એમ કલ્પી લઈએ. પણ આ રિવાજ અને તેને લીધે બનતા બનાવો આપણે ત્યાં બ્રાહ્મણ કોમમાં બનવા અસંભવિત છે, અને ઇન્દિરાને બ્રાહ્મણ કર્યા વિના છૂટકો નથી કારણ કે આગળ ઉપર તેને રસોઈનું કામ કરવું પડે છે. રસોઈ ઉપરથી પણ તેનો પતિ ઈન્દિરાને અમદાવાદ તરફની સમજે એ જરા વિચિત્ર છે; સુરત હોય તો રસોઈ ઉપરથી પકડાય. પણ અમદાવાદ ખાસ નહિ. આવી નાની મોટી વિષમતાઓ આ પ્રમાણે વાર્તાની ભૂગોળમાં ફેરફાર કરવાથી આવી જાય છે. આ આવા પ્રકારના અનુવાદની સ્વાભાવિક મુશ્કેલીઓ છે. મૂળ બંગાળાનાં જ નામો રાખ્યાં હોત તો વાંધો આવત નહિ. હવે આપણા સમાજને બંગાળા એવું પરદેશી લાગવું ન જોઇએ. પણ કેવળ પરદેશી નામો કે સ્થળો હોય તો પણ તેનાં તે જ રાખવાં જોઇએ. પણ અહીં પણ હું અનુવાદકનો દોષ કાઢી શકતો નથી. તેમને તો મૂળને વળગી રહેવું વધારે સહેલું હતું, દોષ ખરેખરો આપણા વાંચનાર વર્ગનો છે, જેમને પરદેશી નામોથી વાર્તાના રસમાં ખલેલ પહોંચે છે. વાંચનાર વર્ગે, ઉલટું, પરદેશી નામો ભૂગોળ રીતરિવાજ વગેરે સાથે, વાર્તાને નિમિત્તે એટલો પરિચય કરતાં શીખવું જોઇએ.

પણ આવી વિષમતાઓ વાર્તાના વેગમાં ખાસ સ્ખલન કરતી નથી. ભાષાન્તર એટલું પ્રવાહી છે કે તે ભાષાન્તર લાગતું જ નથી. અને મૂળ લેખકની લાંબી વાર્તામાં પણ કાર્ય વેગબંધ ચાલે છે, તો આવી ટૂંકી વાર્તા, જેમાં કાર્ય વેગબંધ ચાલવું જ જોઇએ, તેમાં કહેવું શું? ખરે જ વાર્તારસિકોને આ ત્રણ વાર્તા આવકારલાયક લાગ્યા વિના રહેશે નહિ.

# પુષ્પાંજલિ

આ વાર્તાઓ 'Indira and other stories'નું ભાષાન્તર છે. એ પુસ્તકમાં આ ત્રણ વાર્તા ઉપરાંત "વ્યાઘ્રાચાર્ય બૃહલ્લાંગૂલ" નામનો હાસ્યનો ટુચકો પણ છે. પણ આ ત્રણ વાર્તા સાથે તે જરા પણ મેળ ખાય તેવો નથી. આપણા અનુવાદકે તે છોડી દીધો છે તે યોગ્ય જ કર્યું છે.

આ ત્રણ વાર્તા એક જ પુસ્તકમા ભેગી કરી છે તેમાં કોઈ ખાસ હેતુ હશે કે કેમ તે હું કહી શકતો નથી. પણ આ ત્રણ વાર્તામાં એક તત્ત્વ એકસરખું દેખાઈ આવે છે, અને તે જ આ વાર્તામાં ખરું સૌંદર્ય ઉપજાવે છે. તે આ વાર્તાની નાયિકાઓનો સ્વભાવ, જે જૂની ધરેડમાંથી નીકળતાં, પોતાનાં બળથી અને કળથી સ્વતંત્ર ચાલે છે અને અચિન્ત્ય મુશ્કેલીઓમાં પણ હારતો નથી.

બંગાળમાં ઓઝલ પડદાનો રિવાજ હતો. ગુજરાતને તેનો ખ્યાલ પણ ન આવે એવો જડ ઘાલી બેઠેલો તે રિવાજ હતો. બંકિમચન્દ્રે આ રિવાજની મશ્કરી અન્યત્ર પણ કરી છે. નવી પશ્ચિમની સંસ્કૃતિના સંપર્કમાં આવ્યા પછી આપણું પ્રજામાનસ આ અને આવા બીજા અનેક રિવાજથી મુક્ત થવા ઇચ્છતું હતું અને તે ઇચ્છા સૌથી પ્રથમ કલામાં, નવલોમાં પ્રકટ થઈ. નવા જમાનાની સ્ત્રીનું, કલાકારે કરેલું આ પ્રથમ દર્શન છે.

નવલકાર સ્ત્રીને સ્વતંત્ર વિહરતી અને જગતમાં પોતાનો માર્ગ પોતે નક્કી કરતી જોવા અને જોવરાવવા માગે છે, પણ તેનાં સ્ત્રીપાત્રો હજી પોતાની ઇચ્છાથી ધરેડમાંથી નીકળીને બહાર આવી શકતાં નથી. જે પરિસ્થિતિમાં તેઓ સ્વતંત્રપણે વર્તે છે, ખરું કહું તો તેમને વર્તવું પડે છે, તે

પરિસ્થિતિ તેમની ઉત્પન્ન કરેલી નથી, પણ અકસ્માતથી આવી પડેલી છે.

આ પરિસ્થિતિની ઘટનામાં આપણે નવલકારની એક વિશિષ્ટતા જોઈ શકીએ છીએ. તે તેની અદ્દ્‌ભુત રસ જમાવવાની શક્તિ. તેનો અદ્દ્‌ભુત રસ કંઈક આપણી મધ્યકાલીન વાર્તાને મળતો, વિક્રમ અને ભોજરાજાની વાતોને મળતો છે, અને કંઇક પશ્ચિમની અદ્દ્‌ભુત રસવાર્તા (romance)ને મળતો છે. ઇન્દિરા સાસરે જતાં રસ્તામાં લુંટાય, તેને રખડવું પડે, છેવટે રસોઈનું કામ કરવું પડે, ત્યાં તેને પોતાનો ધણી અકસ્માત મળી જાય, અને તેને તે જીતી લે, એ સર્વ આપણી પ્રાચીન વાર્તાને વધારે મળતું છે. તેણે પતિને જીતી લેવાને કરેલા ઉપાયો, જૂની ભાષામાં કહીએ તો, સ્ત્રીચરિત્ર જ છે. અને છતાં એ વાર્તાની પ્રેરણા મને આધુનિક જણાય છે. તેમાં સ્ત્રીના આધુનિક સ્વાતંત્ર્યની આગાહી છે, અને વાર્તાની ઢબ તો કેવળ આધુનિક છે. બીજી વાર્તામાં સરોજ ઉપરની વિપત્તિ આધુનિક છે, છતાં રથયાત્રાનો પ્રસંગ મધ્યકાલીન છે. અજ્ઞાત રહી મદદ કરવાની સુંદરલાલની વિચિત્ર રીત ગમે તે જમાનામાં હોઇ શકે, પણ માત્ર એક વખત જોયેલા 'સુંદરલાલ' ને પરણવાની સરોજની પ્રતિજ્ઞા મધ્યકાલીન છે; પાછી તેનું સ્મારક કરવાની રીત, તેને શોધવાની રીત, અને છેવટે એ જ સુંદરલાલ છે તેની ખાત્રી કરવાને કરેલી ઉલટતપાસ આધુનિક છે. છેલ્લી વાર્તા 'મુદ્રિકા' કેવળ મધ્યકાલીન છે. તે વાર્તાની અદ્દ્‌ભુતતા મધ્યકાલીન ચમત્કારની માન્યતા ઉપર આધાર રાખે છે. ગ્રહપરીક્ષાથી સુવર્ણાનો નાની ઉંમરમાં થવાનો વૈધવ્યયોગ, અને લગ્ન પછી

પાંચ વરસ પતિ પત્ની એક બીજાનું મુખ ન જુએ તો તેથી થતું તેનું નિવારણ, એ સર્વ મધ્યકાલનાં માણસો જ માને. એવી માન્યતાથી વર્તતાં પાત્રોને લીધે જ આ વાર્તાનાં નાયક નાયિકા વિચિત્ર સંયોગમાં આવી પડે છે. તે સાથે એ પણ ધ્યાનમા રાખવાનું છે કે વાર્તામાં કોઇ પણ કાર્ય ચમત્કારથી થતું નથી. માત્ર પાત્રો અમુક ચમત્કાર ઉપર શ્રદ્ધા રાખીને વર્તે છે. એટલે, કર્તા પોતે આવા ચમત્કારોને માને છે એમ આ વાર્તા ઉપરથી ફલિત કરી શકાય નહિ. પણ ખરી વાત એ છે કે બંકિમચંદ્ર પોતે આવા ચમત્કારો માનતા લાગે છે. 'રજની'માં તેણે વાર્તાના કાર્યમા ચમત્કારોનો ઉપયોગ કર્યો છે. અને તેમાં કશું ખોટું નથી. વાર્તાના વાતાવરણને અનુકૂળ દર્શાત ચમત્કારોનો ઉપયોગ થઇ શકે.

ત્રણે ય વાર્તામાં નવલકાર વાર્તાની નાયિકાને જૂના રૂઢિબદ્ધ ચીલાથી બહાર જતી બતાવે છે. અને તે પણ કોઈ જેવા તેવી બાબતમાં નહિ, પણ સ્ત્રીજીવનમાં અતિ મહત્ત્વના. શાયળને માટે આવશ્યક મનાતા નિયમોમા. પ્રથમ વાર્તામા ઇન્દિરા, કોઇ પણ કુલસ્ત્રીને ન છાજે તેવાં સ્ત્રીચરિત્રો કરે છે. તેને એની વાત કરતાં પણ શરમ આવે છે. બીજી વાર્તાની સરોજ પોતાના કુલધર્મ પ્રમાણે પડદો પાળતી હતી.

"અમારા બાઈ સાહેબ એમ જ્યાં ત્યા રઝળતાં નથી. કુટુંબના પુરુષમિત્રોને પણ તે મળતા નથી."

આ સ્ત્રી એકદમ જુવાન પુરુષને એક પછી એક પ્રશ્નો પૂછે છે, અને પોતાની મેળે જ પતિને વરે છે. આ વાતચીત કોઇને કૃત્રિમ લાગે, કોઇને કદાચ નિરર્થક લાગે, પણ એ યાદ રાખવું જોઇએ, કે સરોજે એકલીએ જ સુન્દરલાલને

ઓળખી કાઢવાનો હતો, અને રથયાત્રાની હકીકત સિવાય તેની પાસે બીજું કશું ઓળખવાનું એધાણ નહોતું. એ હકીકત તે બહુ ચાતુર્યથી સુન્દરલાલ પાસેથી કઢાવે છે. છેલ્લી વાર્તામાં સુવર્ણા પોતે જ કહે છે:

"મહારાજ ! હું એક દુષ્ટ સ્ત્રી છું. તમારી પત્ની થવાને હું બિલકુલ લાયક નથી. હું આપને કરગરીને વિનંતી કરું છું કે મને છેડશો નહિ. મારા આ એકલવાયા જીવનમાં મને મઝા છે. આપ મને પરણ્યા હતા એ વાત જ વિસારી મૂકો."

પણ આ દરેક જગાએ સ્ત્રી રૂઢિબદ્ધ શીયળના નિયમોનો ભંગ કરે છે તે માત્ર પોતાનું ખરું શીયળ સાચવવાને જ. ઇન્દિરા જેની સાથે સ્ત્રીચરિત્ર કરે છે તે બીજું કોઇ નહિ પણ પોતાનો જ પતિ છે. પતિ તેને ઓળખતો નથી. સરોજ પરપુરુષને મળે છે તે માત્ર પોતાના મનના વરેલાને ઓળખીને પરણવા માટે જ. અને સુવર્ણા વ્યભિચારદોષ વહોરી લે છે તે પણ માત્ર તેના ખરા પતિ તરફના પાતિવ્રત્યને લીધે જ.

નવલકાર નવા જમાનાની સ્ત્રીનું દર્શન કરાવે છે છતાં તેના પ્રશ્નો તે આ વાર્તામાં છેડતો નથી. એ પ્રશ્નોની જરા ઝાંખી થાય ન થાય એટલામાં તો કોઈ મંગલ ભુરકીથી અને પોતાના કવિત્વથી તેને મૂર્છામાં નાખે છે. ઇન્દિરા તેના પતિને અચાનક મળી ગઈ, તેને મોહમાં નાંખી શકી અને છેવટે પતિએ તેને સ્વીકારી. પણ તેનો નિશ્ચય તો એને આંગણે પણ ન ચડવા દેવાનો હતો. એમ બન્યું હોત તો ? એવી સ્થિતિમાં ઇન્દિરાની કેવી દશા થાત ? એ સ્થિતિમાંથી બચવા ઇન્દિરાએ શું કરવું જોઇએ ? બીજી વાર્તા 'સરોજ'માં એવો ગંભીર પ્રશ્ન નથી. સરોજને એ અજાણ્યો માણસ ન જડયો

હોત તો? એ બહુ મોટો પ્રશ્ન નથી. સરોજ જરૂર કુંવારી રહી શકત. પણ ત્રીજી વાર્તાનો પ્રશ્ન વધારે વિકટ છે. સુવર્ણાને આંખે પાટા બાંધીને પરણાવી હતી તે પતિ તેનો મનનો વરેલો પુરંદર ન હોત તો? એ વિષમ સ્થિતિમાં તેનો એ લૌકિક વિધિએ પરણેલા પતિ તરફ શો ધર્મ અને મનથી વરેલા પુરંદર તરફ શો ધર્મ? આ પ્રશ્ન પ્રશ્ન તરીકે આધુનિક સાહિત્યમાં જ આવે છે. પ્રાચીન અને મધ્યકાલીન સાહિત્યમાં આ પ્રશ્ન જ નહોતો. પ્રાચીન દૃષ્ટિએ તો, સ્ત્રી એકને પરણીને બીજાને ચહાય એ બીજું કાંઇ જ નહિ, વ્યભિચાર જ. અને લોકવાર્તામાં કોઈ વિરલ પ્રસંગે લૌકિક વિધિએ પરણેલો પતિ, અન્યમનસ્ક પત્નીને તેના મનના વરેલાને સોંપી આવે, (જેમ દેવરા અને ઢોલરાની વાર્તામાં બને છે,*) તો એ એક આશ્ચર્યકારક ઘટના. પણ એકેય રીતે પ્રશ્ન તો નહિ જ. આપણા આધુનિક સાહિત્યમાં અને સમાજમાં જ આ પ્રશ્ન ઉપસ્થિત થયો છે. પણ બંકિમચંદ્ર આ પ્રશ્નને દૂરથી દેખાડી તેને મંગલમય અંતથી મૂર્ચ્છિત કરી સુવાડી દે છે. એ પ્રશ્નને છેડતો નથી. અને પોતે ધારે તેટલું જ દેખાડે, એવી સમર્થ તેની કલા છે.

બંકિમચંદ્ર જેમ અપૂર્વ ઘટનાઓ યોજવામાં કુશળ છે, તેમ વર્ણન અને ભાષામાં પણ છે. તેનું ગદ્ય પણ લગભગ પદ્યની ભાવનામયતા સુધી જાય છે. મને અસલ બંગાળીનો પરિચય નથી પણ ભાષાન્તરમાંથી એક જ ફકરો આપું છું.

"પ્રભાકરના ઝળહળતા પ્રકાશમાં પ્હેલી જ વાર આ યુગલે અનિમેષ દૃષ્ટિએ એક બીજાના સ્હામે જોયું. ઉભયે એકી સાથે જ વિચાર્યું, "આપના જેવી જોડ પણ ક્યાંથી જડે? માનવ વિહારનાં

* જુઓ રણજિત કૃતિસંગ્રહ પૃ. ૩૪૪.

## ઉપોદ્ઘાત

સ્થળે સ્થળ ગુંદી વળીએ, વિશાળ વસુન્ધરાનાં સાગર સરિતાઓ જોઈ નાંખીએ, ત્હોય આવું સ્નાયુવાન, આવું મધુર, આવું મનોરંજક, આવું જીવન્ત ને શાન્તિમય મંદહાસ્ય ફરકાવતું અર્ધાંગ મળે? યુગ યુગની મૈત્રીનાં વિકલ્પ્ય પડળ આજે ઓસરી ગયાં છે; છતાં ય ઉભય કેવાં ઉન્માદક નવિન ને અજબ ભાસીએ છીએ? વધારે વ્હાલાં ને વધારે પરિચીત: છતાં ય વધારે ગૌરવશાળી ને વધારે દૂર. સ્મરણે સદા ય સાંનિધ્યમાં, છતાં ય અદૃષ્ટપૂર્વ ને ભવિષ્યમાં પણ નહિ જડનાર. અહો! આ કેવી ધન્ય ઘડી! પ્રણયનો કેવો મધુર ચમત્કાર!"

અને આ જ નમૂનો અનુવાદકની સફળતાની સાક્ષી પૂરે છે.

વાર્તારસિક વર્ગમાં આ વાર્તાસંગ્રહ આવકાર પામશે એમ આશા રાખું છું.

આસો વદ ૬.
ગુરુવાર, ૧૯૮૫

રામનારાયણ વિ. પાઠક

# નિવેદન

ઇસ્વી સન ૧૯૨૫ના અરસામાં મુંબાઇમાં ફરતા ફરતા વિશ્વવિખ્યાત બંગાલી નવલકથાકાર બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાયની નવલિકાઓનો મી. એન્ડરસને કરેલો અંગ્રેજી અનુવાદ 'Indira and other stories' મ્હારી નજરે પડયો. વાર્તાઓ સુન્દર લાગી. ગુજરાતી જનતાને એમાં રસ પડશે એમ લાગ્યું તેથી આજે એ પ્રસિદ્ધ થાય છે. વાર્તાઓમાં મૂળની વસ્તુ કાયમ રાખી છે. બંગાળી પાત્રોના ને સ્થાનોનાં મૂળ નામ કાયમ રાખવાથી સામાન્ય જનતા ગુંચવાય ને તેથી વાર્તાનો રસ પ્રવાહ ખંડિત થાય એમ લાગવાથી પાત્રોના ગુજરાતી નામો, અને પરિચિત ધામો ગોઠી ગુજરાતી વાતાવરણ ઊભુ કરવા પ્રયાસ કર્યો છે. એમ કરતાં અનેક મુશ્કેલીઓ નડે એ વાત નિર્વિવાદ છે છતા ય આ આછેરો પ્રયત્ન ભવિષ્યમાં સંપૂર્ણ સફલ થશે એવી આશા રાખી કરેલા આ પ્રથમ

ગ્રંથનમાં કંઇક ક્ષતિ રહી ગયેલી જણાય તો ગુણજ્ઞ વાચકો ક્ષન્તવ્ય ગણી આ ન્હાનકડી ગ્રન્થિકાને વધાવી લેશે એવી અભિલાષા છે.

સંવત ૧૯૮૩માં મ્હારૂં પ્રથમ પુસ્તક 'નાગાનન્દ' બહાર પડયું. સંવત ૧૯૮૪માં 'ગુલછડી' રચાઇ. ને સંવત ૧૯૮૫માં 'પુષ્પાંજલિ' પ્રગટ થાય છે. 'નાગાનન્દ'ની કીંમત ઓછામાં ઓછી રાખવા પ્રયત્ન કર્યો. છ આના પડતર કીંમત હોવા છતાં આઠ આના મૂલ્ય રાખ્યું. પરન્તુ એ યોજના 'બુકસેલરો'ને આકરી પડી. લેખકોને એક પાઇ પણ ન મળે ને તેમને બે આના મળે તે પણ તેમને ઓછું પડયું. એટલે આ પુસ્તકનું ના છૂટકે એક રૂપિયો મૂલ્ય રાખવું પડયું છે. વાચકવર્ગ સહેલાઇથી સમજી શકશે કે તેમને માથે મ્હેં ભાર નથી મૂકયો. હું જાતે પુસ્તક વેચવા ઘેરેઘેર ફરી શકતો નહિ હોવાથી જ મ્હારે 'બુકસેલરો'ની માગણીને કમને માન આપવું પડે છે. હું તો હરપલે ઇચ્છી રહ્યો છું કે આપણા સાહિત્યરસિકો, આપણી સાહિત્ય સભાઓ, આપણાં લેખકસંમેલનો, એવી યોજનાઓ કરે કે લેખકોના લખાણનું ફળ માત્ર વેચનારાઓને જ મળે છે એવી પરિસ્થતિ બંધ થાય. પડતર કીંમત પર જુજ રકમ લઇ લેખકો પોતાના લખાણો એવી સહકારી પ્રકાશન સંસ્થાઓને વેચવા માટે સોંપી દેવા તૈયાર થશે જ.

મુરબ્બી રામનારાયણભાઇના વધારે પરિચયમાં તો છેલ્લા પાંચ વર્ષથી જ આવ્યો. પ્રત્યેક પ્રસંગે તેઓ મ્હારા સાહિત્યજીવનને પોષતા રહ્યા છે ને આ વેળા વાત કરી ન કરી ત્યાં તેઓએ સહૃદય સત્કારી ને આ ગ્રન્થિકા સાથે આપેલો ઉપોદ્ઘાત લખી આપી મ્હને ખરેખર આભારી કર્યો છે. ભાઇ ગજાનન મ્હને

# નિવેદન

પુસ્તક પ્રકાશનના કાર્યમાં અમુલ્ય મદદ આપતા રહ્યા છે ને આ વેળા એ તો તેમના સહકાર વિના એક મહિના જેટલા ટુંક સમયમાં આ પુસ્તક બહાર પાડી શકત જ નહિ. છાપ ભૂલો જેવી અનિવાર્ય ઉણપો વાચક વર્ગ નભાવી લેશે એવી આશા રાખું છું.

ઇસ્વીસન ૧૯૨૬માં પૂજ્ય પિતાજીનું અવસાન થયું ત્યાર બાદ મ્હારી જ્ઞાતિની પ્રત્યેક સંસ્થામાં તેમનું કાયમનું સ્મારક કરવા યોજના કરી. માત્ર 'ખડાયતા મિત્ર' માટે કંઇક કરવાનું બાકી હતું. તે 'જ્ઞાતિપત્ર'ના ગ્રાહકોને આ ગ્રન્થિકા ઉપહાર તરીકે આપવાથી અમર સ્મારકની મ્હારી અભિલાષા ફલશે ને જ્ઞાતિપત્રને પણ એથી કંઈ લાભ થશે એમ લાગ્યું. ઇસ્વી. ૧૯૨૮માં મ્હેં એલ એલ. બી. પરીક્ષા પસાર કરી. મ્હારાં જ્ઞાતિ બન્ધુઓએ મ્હને અભિનન્દન આપવા મેળાવડો કર્યો. એ તકનો લાભ લઈ મ્હેં મ્હારા દિલની વાત જાહેર કરી. પરિણામે ખડાયતા મિત્રની સંવત ૧૯૮૫ની ભેટ તરીકે આ 'પુષ્પાંજલિ' સમસ્ત ખડાયતા સેવક સમિતિએ સરલ હૃદયે સ્વીકારવાથી આજે બહાર પડે છે. આ રીતે પિતૃચરણે 'પુષ્પાંજલિ' અર્પી સ્વ. પિતાજીનું અનન્ત ઋણ ફેડવા અલ્પ પ્રયાસ કર્યાનો હું સંતોષ માનું છું; ને સ્વ. પિતાજીએ સ્વહસ્તે લખેલી આત્મકથા આ સાથે જ પ્રગટ કરી આશા રાખું છું કે તે જ્ઞાતિબન્ધુઓને કંઇક માર્ગદર્શક થશે જ.

વિજયા દશમીઃ ૧૯૮૫. **રમણીકલાલ જયચંદભાઈ દલાલ**

## સ્વ. જયચંદભાઈ કુબેરદાસ દલાલ

તેમની

# આત્મકથા

મ્હારો જન્મ સંવત ૧૫૨૪ ના પોસ વદ ०)) તા: ૨૪ મી જાન્યુઆરી ૧૮૬૮ ને રોજ સવારના ચાર વાગતાને સુમારે મહિકાંઠા એજન્સીના ખડાલ તાલુકાના ખડાલ ગામમાં થયો હતો.

**જન્મ**

મ્હારા પિતાશ્રી શા. કુબેરદાસ અમીચંદની સ્થિતિ ઠીક ઠીક હતી. તે આસપાસના ગામોમાં ખેડૂતો સાથે ધીરધારનો ધંધો કરતા હતા. તે વખતે રેલ્વેથી બહુ દૂરના પ્રદેશમાં વણિકો માટે આ સિવાય બીજો કોઈ ઈચ્છિવાલાયક

વ્યાપાર નહોતો. આ ધંધામાં પોતે કુટુંબના ગુજરાન જોગ કમાતા અને કંઈ ખર્ચ પ્રસંગ આવે તો શાહુકારને ત્યાંથી વ્યાજે રૂપિયા લેતા. મારાં માતુશ્રી બાઈ અંબા સ્વભાવે ભોળાં, ભલાં તથા માયાળુ હતા અને તેમને ગામના સઘળા લોક ચહાતા.

**કુટુંબ**

મારા જન્મ વખતે મારે બે ભાઈ તથા એક બેન હયાત હતાં. તેમની ઉંમર અનુક્રમે ૮, ૬ ને ૩ વર્ષની હતી. મ્હારા પિતાશ્રીનું કુટુમ્બ દિન પર દિન વધતું ગયું અને ચૌદ વર્ષની ઉમ્મરે મેં અંગ્રેજી કેળવણી લેવા માંડી ત્યારે અમે સાત ભાઇ તથા એક બેન હયાત હતાં. બેન પરણાવેલી હતી.

**અભ્યાસ**

હું તથા મારા ભાઈ છોટાલાલ ગામની ગુજરાતી શાળામાં ભણુતા હતા જ્યારે મારા મોટા ભાઇ મોતીલાલે ગુજરાતી અભ્યાસ પુરો કર્યો હતો અને તે જ નિશાળમાં આસિસ્ટંટની નોકરી કરતા હતા. તે વખતે આસિસ્ટંટનો પગાર માસિક માત્ર ત્રણ રૂપિયા હતો. પરંતુ તેમના પર કેળવણીના કંઇક સંસ્કાર પડયા હતા અને તે ભવિષ્યમાં કેળવણી ખાતામાં નોકરી કરવાની ઇચ્છા રાખતા હતા. મારા બીજા ભાઇ છોટાલાલ પણ ગુજરાતી અભ્યાસ પુરો કર્યો બાદ તે જ નિશાળમાં મૉનિટરની નોકરીમાં માસિક રૂપિયા ૧ ના પગારથી દાખલ થયા હતા. મેં તેર વર્ષની ઉમ્મરે સાત ધોરણ ગુજરાતી પુરાં કર્યા અને ત્યારબાદ છ મહિના કંઇ પણ કામકાજ સિવાય ઘેર જ કાઢયા.

એવામાં એકાએક મારા ભવિષ્યના સુખનું બારૂં ઉઘડયું.

મહિકાંઠા એજન્સીમાં તે વખતે સરકારે સઘળી કલાલ ભઠ્ઠી પોતાના કબજામાં લીધી અને તાલુકદારોને તેમના હકના ઠરાવેલા રૂપિયા આપતાં આશરે રૂ. ૨૦૦ બચ્યા. આ વખતે ત્યાંના ડેપ્યુટી

**સ્કૉલરશીપ**

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ મી. જયવચરામ હરવચરામ હોરાએ મે. પોલિટીકલ એજન્ટ સાહેબ આગળ આ બચેલા રૂપિયા અંગ્રેજી અભ્યાસ કરવા જનાર છોકરાને સ્કૉલરશીપ તરીકે આપવાની દરખાસ્ત મુકી ને તે મંજુર થઇ. મહિકાંઠાની બધી સ્કુલોમાંથી આ સ્કૉલરશિપ માટે અરજી માગવામાં આવી અને સઘળા ઉમેદવારોમાંથી મને પસંદ કરવામાં આવ્યો. પાંચ રૂપિયાની માસિક સ્કૉલરશિપથી મને નડિયાદ ગવર્નમેંટ હાઈ સ્કુલમાં મોકલવામાં આવ્યો; અને હું સદરહુ હાઈસ્કુલમાં સને ૧૮૮૨ ના જાન્યુઆરી માસમાં દાખલ થયો. વળી સ્કુલને લગતું એક બોર્ડિંગ હાઉસ હતું તેમાં પણ હું દાખલ થયો.

હું છઠ્ઠા ધોરણમાં પાસ થયેલો હોવાથી વર્ગમાં ઉપર નંબર રાખવા લાગ્યો; તેમજ મારા શિક્ષકોમાં પણ પ્રિય થઈ પડયો. પહેલું ધોરણ પાસ કર્યા બાદ મેં ઘેર અભ્યાસ કરી એક મહિના બાદ બીજા ધોરણની પરીક્ષા આપી ને મને ત્રીજા

**નડિયાદ હાઇસ્કુલ**

ધોરણમાં લેવામાં આવ્યો. આ વર્ગમા પણ હું ઉપલા છોકરાઓ સાથે હરિફાઇ કરી શકયો અને હાઇસ્કુલના હેડમાસ્તર મી. ઇબ્રાહિમ મહમદ સૈયાનીની મહેરબાની મેળવી. હું ચોથા ધોરણમાં પાસ થયો ત્યાં સુધી એટલે ત્રણ વર્ષ સુધી મહીકાંઠાની કલાલ ભઠ્ઠીની સ્કૉલરશિપ ચાલુ રહી, ત્યારબાદ શિલિક નહિ હોવાથી તેમજ મી. હોરા

જેમની મારાપર ખાસ મહેરબાની હતી તે પેન્શન પર જવાથી તે બંધ પડી. પરન્તુ મી. ગોકળદાસ કહાનદાસ પારેખ તરફથી એક ખડાયતા ફંડ કાઢવામાં આવ્યું હતું તેમાંથી મને મી. સૈયાણીની ભલામણથી આશ્રય મળ્યો અને મારૂં ગાડું આગળ ચાલ્યું. મારા મોટાભાઇ મોતીલાલ આ વખતે મહિકાંઠાની એક નિશાળમાં રૂ. ૧૦) ના પગારથી નોકરી કરતા હતા; તેમણે પોતાની ટુંક કમાણીમાંથી બચાવ કરીને મને મદદ મોકલવા જણાવ્યું હતું. તેમજ મારા પિતાશ્રીએ પણ હિમ્મત આપી હતી. પરંતુ મને ખડાયતા ફંડમાંથી માસિક ત્રણ રૂપિયા મળતા હતા; અને વર્ગની સ્કૅાલરશિપ રૂપીઆ બેને આશરે મળતી હતી તેથી મારે ઘરની મદદની જરૂર પડી નહિ.

**બોર્ડિંગ હાઉસ**

હું નડિયાદ બોર્ડિંગ હાઉસમાં રહેતો હતો. આ બોર્ડિંગ તે વખતે માત્ર નડિયાદ હાઇસ્કુલને અંગે ચાલતી હતી. બીજા કોઇ જીલ્લામાં સ્કુલને લગતી બોર્ડિંગ અથવા તો હૉસ્ટેલ તે વખતે નહોતાં. બોર્ડિંગ માટે માત્ર એક ઘર રાખી આપવામાં આવતું, તેનું ભાડું સરકાર તરફથી મળતું; અને કોઇ કોઈ વખત છોકરાઓ પાસેથી ઉઘરાણું કરી લેવામાં આવતું. લગભગ બધું ખર્ચ છોકરાઓ પાસેથી લેવામાં આવતું હતું. હાલના વખતમાં જે મોટા પાયા પર હૉસ્ટેલો સ્થાપવામાં આવી છે અને બોર્ડિંગને જુદી જુદી જાતની સવડ કરી આપવામાં આવી છે; તેમાંનું તે વખતે કંઇ જ નહોતું. ગામની અંદર ભર વસ્તીમાં મકાન રાખવામાં આવતું અને છોકરાઓ ઉપર દેખરેખ કોઇ પણ પ્રકારની નહોતી. ઉપલા

ધોરણના એક છોકરાને સેક્રેટરી બનાવવામાં આવતો, અને રોજ સાંજે સ્કુલના શિક્ષકો વારાફરતી હાજરી માટે આવતા. છતાં બંદોબસ્ત એકંદરે સારો રહેતો.

હું દાખલ થયો ત્યારે બે જુદા મકાનમાં વિદ્યાર્થીઓ રહેતા અને દરેકને અંગે રસોડું જુદું હતું. ખેડા જિલ્લામાં તે વખતે બીજી કોઈ માધ્યમિક સ્કુલ નહિ હોવાથી બહાર ગામના છોકરાની સંખ્યા વધતી જતી. બન્ને બોર્ડિંગમાં મળી લગભગ એંશી વિદ્યાર્થી હતા. હું ચોથા ધોરણમાં હતો, તે વખતે છોકરાઓનો સમાવેશ નહિ થવાથી બીજા નંબરના બોર્ડિંગ પાસે એક મકાન રાખવામાં આવ્યું હતું, તેનો મને સેક્રેટરી બનાવવામાં આવ્યો હતો. બોર્ડિંગનું ખર્ચ માસિક રૂપિયા ત્રણ આવતું હતું; અને સ્કુલની ફી રૂપિયો એક હતી, એટલે મને માસિક રૂપિયા પાંચ મળતા તેથી મારૂં પોષણ સારૂં ચાલતું. ખોરાક સારો મળતો અને કરકસરથી કામ ચાલતું. માત્ર ખામી એટલી જ હતી કે હાલમાં વિદ્યાર્થીઓ ઉપર દેખરેખ રાખવામાં આવે છે તેનો અભાવ હતો. એટલે છોકરાઓ જોઈએ તેટલા ઉદ્યોગી નહોતા. હાલનું નડિયાદ હાઇસ્કુલનું હોસ્ટેલ અને તે વખતનું બોર્ડિંગ એ બે વચ્ચે તો આસમાન જમીનનો ફેર હતો; છતાં તે વખતનું નડિયાદનું સોંઘા મુલનું બોર્ડિંગ આખા ખેડા જીલ્લા માટે તેમજ બીજાઓ માટે એક વરદાન રૂપ હતું.

**વ્યવસ્થા**

હું ઉદ્યોગી હતો તેમ જ વર્ગમાં ઉપર નંબર રાખતો હતો, છતાં કમભાગ્યે પહેલે વર્ષે મેટ્રિક્યુલેશન પરીક્ષામાં નાપાસ થયો. આ વખત મારા માયાળુ હેડમાસ્તર મી. સૈયાણીની

બદલી ભરુચ થઇ હતી અને તેમની જગાએ રા. સા. માધવલાલ હરિલાલ દેસાઇ આવ્યા હતા. પૈસાની કાંઈ પણ સવડ નહિ હોવાથી મારા મોટા-ભાઇ મોતીલાલે તેમજ મારા પિતાશ્રીએ મને મદદ કરી અને બીજે વર્ષે એટલે સને

**મેટ્રીક અને બી. એ.**

૧૮૮૮માં હું મેટ્રિકયુલેશનની પરિક્ષામાં ઉંચે નંબરે પાસ થયો. નડિયાદ હાઇસ્કુલમાં પાસ થયેલા છોકરાઓમાં હું પહેલે નંબરે આવવાથી મને યુનીવર્સીટીની ભાઉસાહેબ દેસાઇ સ્કૉલરશીપ માસિક રૂ. ૧૨ ની મળી અને હું આગળ અભ્યાસ કરવાને શક્તિમાન થયો. અમદાવાદ આવી ગુજરાત કૉલેજમાં પ્રિવિયસ ક્લાસમાં હું દાખલ થયો. પ્રથમ અત્રે મી. ખુશાલદાસ ગોકળદાસે કાઢેલી એક બોર્ડિંગમાં હું રહ્યો પરન્તુ ત્યાં કાંઇ વ્યવસ્થા નહિ હોવાથી અને અભ્યાસ બરાબર નહિ થવાથી મેં ગામમાં રાજામહેતાની પોળમાં ઘર રાખ્યું અને ત્યાં એક વૃદ્ધ બાઇને જુજ પગારથી રસોઈ કરવા રાખી અને મને માસિક રૂપિયા બાર મળતા હતા તેમાંથી મારૂં સારી રીતે ગુજરાન નિભાવ્યું. કૉલેજમાં બીજા વિદ્યાર્થીઓ સાથે હરિફાઇમાં હું પાછળ પડયો. હવે મને જણાયું કે વર્ષ આખરે પાસ થવા માટે મારે સખત મહેનત કરવી પડશે. મહેનત કરી અને પાસ પણ થયો. પરંતુ ઉપર નંબર આવ્યો નહિ, સ્કૉલરશિપ મળી નહિ, અને કૉલેજ ફી પણ માફ થઇ નહિ. મી. ગોકળદાસ કહાનદાસ પારેખ જ્ઞાતિના વિદ્યાર્થીઓને એવી શરતે મદદ આપે છે કે ગ્રેજ્યુએટ થયા બાદ તે પૈસા પાછા આપવા એમ કોઈના તરફથી ખબર મળવાથી તેમને પત્ર દ્વારા અરજ કરી; અને અત્રે તેઓ આવેલા હતા તે પ્રસંગે જાતે મળ્યો. તેમના તરફથી વર્ષ દહાડાના રૂા. ૧૨૦) આપવાની

મંજુરી મળી. ઘર રાખેલું હતું એટલે ઘેરથી અનાજ વગેરે આવતું હતું; તથા ભાઇ મોતીલાલ કાંઈ વધુ રકમ જોઇએ તો તે મોકલતા. આ પ્રમાણે મારૂં કામ આગળ ચાલ્યું; પણ ફર્સ્ટ બી. એ. ની પરીક્ષામાં હું નાપાસ થયો. બધા વિષયમાં પાસ થયો પરન્તુ કુલ માર્ક પુરતા ન થયા; એટલે ફરીથી એક વર્ષ જીંદગીનું નકામું ગયું. આ પ્રસંગે નાસીપાસ થયો, પણ હિમ્મતથી અભ્યાસ ચાલુ રાખ્યો. આ વર્ષે મારા નાના ભાઇ ત્રીભોવનદાસે મારી સાથે રહી અંગ્રેજી અભ્યાસ શરુ કર્યો. ઘેરથી અનાજ વગેરે સરસામાન આવતો હતો, તેથી તેનું ખર્ચ મને ભારે પડયું નહિ. એક ખાનગી શાળામાં દાખલ થઇ તેણે એક વર્ષમાં ત્રણ ધોરણ તૈયાર કર્યાં. આ વર્ષ આખરે એટલે ૧૮૯૧ માં હું ફર્સ્ટ બી. એ. ની પરીક્ષામાં પાસ થયો. ગોકળદાસભાઇ તથા ઘરની મદદ ચાલુ રહી અને સતત ઉદ્યોગથી હું ૧૮૯૨ ના ડીસેમ્બર માસમાં ગ્રેજ્યુએટ ( બી. એ. ) થયો. હું અમારી જ્ઞાતિમાં બીજો ગ્રેજ્યુએટ ( બી. એ. ) હતો. અલબત્ત એન્જીનીઅરીંગમાં એક બે બીજા ગ્રેજ્યુએટ હતા. વળી અમારા એકવીસ ગામના એકડામાં હું પહેલો જ ગ્રેજ્યુએટ હતો.

મારા ઘણાખરા મિત્રો એલ. એલ. બી. ના અભ્યાસ માટે મુંબાઇ ગયા. પણ આજુબાજુના સંયોગોનો વિચાર કરતાં મારે તે વિચાર માંડી વાળવો પડયો.

**કેળવણી ખાતામાં**

મારા ભાઇ ત્રીભોવનદાસે આ વખતે ચોથું ધોરણ પૂરૂં કર્યું હતું, અને તેમનો અભ્યાસ આગળ વધારવો એ મારી પ્રથમ ફરજ હતી. વળી બીજા બે નાના ભાઇ પણ અંગ્રેજી અભ્યાસ માટે ઉમ્મરલાયક

થયા હતા. વળી કુટુંબ બહોળું હોવાથી પિતાશ્રીને કાંઈ મદદગાર થઇ પડવું એ વાત પણ ધ્યાન બહાર નહોતી. આ બધા સંયોગો જોતાં નોકરી લેવી એ જ યોગ્ય લાગ્યું. જુદા જુદા ખાતામાં અરજી કરતાં પ્રથમ જવાબ કેળવણીખાતાના મે૦ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ ઇ. જાઇલ્સ તરફથી આવ્યો. મને નડિયાદ હાઇસ્કુલમાં રૂા. ૪૫) ના પગારથી આસિસ્ટંટ નીમવામાં આવ્યો. જે સ્કુલમાં હું એ. બી. સી. શીખ્યો તે જ સ્કુલ ( મારી આલ્મામેટર )માં નોકરી મળી તેથી મારા આનન્દનો પાર રહ્યો નહિ. આ પગારમાં કરકસરથી બચાવ કરી મારા કુટુંબને મદદ કરી શકીશ એ વિચારથી મારા જીવને સંતોષ થયો, અને સને ૧૮૯૩ ના જાન્યુઆરી માસની તા: ૨૯ મીને દિવસે મારી નોકરી પર હાજર થયો. આ વખતે હેડમાસ્તર રા. સા. માધવલાલ બદલાઇ ગયા હતા, અને તેમની જગ્યાએ મી. હીરાલાલ દલાલ આવ્યા હતા. અલબત, મ્હારા જુના શિક્ષકોમાંથી ત્રણ ચાર શિક્ષક હજી ત્યાં જ હતા, તેથી મને સારી રાહત મળી. નડિયાદમાં બે મહિના રહ્યા પછી એપ્રિલ ૧૮૯૩ માં મારી બદલી સુરત હાઇસ્કુલમાં રૂા. ૫૦) ના પગારથી થઇ.

**સુરતમાં**

૧૮૯૩ના એપ્રિલ માસથી ૧૮૯૮ ના નવેમ્બર માસ સુધી સાડા પાંચ વર્ષ સુરતમાં ગાળ્યાં. મારા એક મિત્રના સગાને ત્યાં મેં મુકામ કર્યો. મારે બીજું કાંઈ ત્યાં ઓળખાણ ન્હોતું. તેને ત્યાં ઝાઝા દિવસ રહેવું ઠીક નહિ લાગવાથી મેં જેમ બને તેમ જલદીથી કોઇ વીશી ખોળી આપવાની તેમને વિનંતિ કરી. તેમણે મને એક પ્રતિષ્ઠિત બાઇ વિદ્યાર્થીઓને

પોતાને ત્યાં જમાડતી હતી ત્યાં દાખલ કર્યો. આઠેક દિવસ પછી હું એક દિવસ બજારમાં ફરતો હતો ત્યારે મારા એ સ્નેહીના મામા નાગરદાસે મને ઓળખ્યો અને પોતાની દુકાને લઈ ગયા. ખબર અંતર પુછતાં મેં ક્યાં મુકામ કર્યો છે તે તેમને જણાવ્યું એટલે તુરત જ તેમણે મારી સાથે માણસ મોકલી મારો સરસામાન પોતાને ત્યાં મંગાવી લીધો; અને ત્યારબાદ મેં તેમની પડોશમાં ઘર ભાડે રાખ્યું, તથા એક વૃદ્ધ બાઇને રસોઇ કરવા રાખી. મારા ભાઇ ત્રીભોવનદાસ આ વખતે અંગ્રેજી પાંચમા ધોરણમાં અભ્યાસ કરતા હતા.

**મોજીલું શહેર**

સુરત શહેરના રસ્તા પહોળા છે અને અમદાવાદની માફક ત્યાં બંધ પોળો ઘણી જ ઓછી છે. હું ત્યાં રહ્યો તે દરમ્યાન ત્યાંનાં હવાપાણી મને તો ઘણાં માફક આવ્યાં. લોકો મોજીલા છે. ખાવાપીવાની બાબતમાં શોખીન છે. થોડી કમાણી હોય તો પણ કરકસર કરીને પણ ખાનપાનની બાબતમાં બહુ ચોક્કસ છે. મારા એક પડોશી હતા તે હંમેશાં સવારમાં ઉઠી મને પહેલો પ્રશ્ન એ કરતા કે "માસ્તર સાહેબ! આજે શું બનાવશો?" ત્યાંનાં જ્ઞાતિનાં જમણ આ બાજુ કરતાં ઘણાં જ ચઢે. અમારા દશા ખડાયતા જ્ઞાતિનાં ત્યાં પંદર ઘર હતાં. તેમને ત્યાં જમણ હોય ત્યારે તેઓ આગ્રહ કરી મને લઈ જતા. શ્રાવણ માસમાં શોખીન લોકો કતારગામ બાજુએ ઉજાણીએ જતા; અને મિત્રમંડળ સાથે આનંદમા વખત ગાળતા. મ્હને તો અમદાવાદી કરતાં સુરતી લોકો વધારે ભાવિક લાગ્યા.

મારા મિત્ર નાગરદાસ ઉમ્મરે વૃદ્ધ અને એક આબરૂ-

દાર ગૃહસ્થ હતા. રેશમી કાપડની તેમની દુકાન હતી. પોતાના ધંધામાં તેમજ બીજી દરેક બાબતમાં તે ઇશ્વરથી ડરીને ચાલતા. આ ગૃહસ્થની સોબતથી મને ઘણો ફાયદો થયો. મારા નૈતિક જીવન ઉપર તેની ઘણી સારી અસર થઇ તે માટે હું તેમનો જીંદગીપર્યંતનો ઋણી છું. હંમેશ સ્કુલમાંથી પાંચ વાગે નીકળી હું બારોબાર તેમની દુકાને આવતો; અને સાત આઠ વાગ્યાને સુમારે તેમની સાથે ઘેર જતો. મારે માટે તેમને ખુબ કાળજી હતી; અને હું પણ હંમેશાં દરેક બાબતમાં તેમનાં વચનને અનુસરીને ચાલતો. આ ગૃહસ્થ કેટલાંક વર્ષ થયાં પ્રભુ પદે પામેલા છે.

**નાગરદાસ**

**ગાંઠીઓ તાવ**

સને ૧૮૯૭-૯૮ ની સાલમાં મુંબાઇ સુરત વગેરે શહેરમાં તેમજ આસપાસનાં ગામડાંમાં ગાંહિયા તાવનો ઉપદ્રવ પહેલ વહેલો જ જણાયો. પ્રથમ મુંબઇમાં શરૂ થયો અને ત્યારબાદ ૧૮૯૭ના નવેમ્બર માસમાં સુરતમાં કંઈ કંઇ ચિહ્ન જણાવા માંડયાં. સરકારે કવૉરન્ટાઇન વગેરે ઘણા જાપ્તાના ઉપાય યોજ્યા; પણ રોગ પ્રસરતો અટકી શકયો નહિ. આ વખતે મારા ભાઇ ત્રીભોવનદાસ મેટ્રિકની પરીક્ષા ૧૮૯૫માં પાસ કર્યા બાદ બે વર્ષથી વડોદરા કૉલેજમાં ભણતા હતા; અને મારી સાથે મારા નાના ભાઇ મોહનલાલ તથા મુળજીએ રહેવા માંડયું હતું. તે આ વખતે અંગ્રેજી ચોથા ધોરણમાં હતા. રોગ વધારે પ્રસરવાથી અમારી હાઇસ્કુલ બંધ કરવામાં આવી અને અમને બધા માસ્તરોને તથા હેડમાસ્તરને પ્લેગ ડયુટી પર મૂકવામાં આવ્યા. મારા ભાઇઓને અમદાવાદ મોકલી દઈ

હું એકલો જ ત્યાં રહ્યો અને પ્લેગના લત્તામાં ફરવાનું, બ્હારથી કેસ આવતા અટકાવવાનું, પ્લેગના કેસની પ્લેગ સુપરિન્ટેન્ડન્ટને ખબર આપવાનું, વગેરે જોખમ ભરેલું કામ કરવાનું મારે શીર આવ્યું. મારે હરિપુરના લત્તામાં હું રહેતો હતો ત્યાં જ આ કામ કરવાનું હતું અને મારા જ્ઞાતિલા પણ બધા આ જ લત્તામાં રહેતા હતા; તેથી તેમને તેમજ બીજા સ્નેહીઓ, ઓળખીતા વગેરેને મારી આ લત્તામાં નિમણુંક બહુ લાભકારક થઇ પડી. લાભ એટલો જ કે આવા અશાન્તિના વખતમાં તેઓ નાહક હેરાન ન થાય; અને તેમને બધી જાતની સગવડ મળી શકે. હું મારા મિત્ર નાગરદાસ સાથે શહેરની બ્હાર રહેતો હતો; અને દિવસે તથા રાત્રે જરૂર પડે ત્યારે નોકરી પર હાજર રહેતો. અલબત્ત, આ પ્લેગ ડયુટી પર રહેવાથી પ્લેગની બધી ધાસ્તી મ્હારા મનમાંથી નાશ પામી હતી. જો આ કામ મારે કરવાનું ન હોત તો બીજા કેટલાક લોકો ધાસ્તીને લીધેજ પુરા થઈ ગયા તેમ હું પણ થાત. વળી મારા મિત્ર નાગરદાસની સોબત તથા મદદ મને ઘણી ઉપયોગી થઇ પડી. તેમના ઇશ્વર સંબંધી વિચારો અને સારી શિખામણની વાતોથી મારો જીવ આનંદમાં રહેતો.

હું નોકરીમાં દાખલ થયો ત્યારબાદ બે વર્ષે મારાં માતુશ્રી ગુજરી ગયાં હતાં; એટલે મ્હારી સુખી સ્થિતિ જોવાનો લાભ તેમને મળ્યો નહોતો; તેમજ પોતાના છોકરાઓને પરણાવવાનો લાવો પણ તે લઇ શકયાં નહોતાં. અમારી જ્ઞાતિમાં

**લગ્ન**

કન્યાની અછત હતી. પૈસા ભરી કન્યા લાવવા જેટલા અમે પૈસાદાર નહોતા તેમજ દેવું કરી લગ્ન કરવાની

અમારી ઇચ્છા નહોતી. હવે અમે ત્રણ ભાઇ મોટા હતા તેમની ઉમ્મર લગભગ પચીસથી પાંત્રીસ વર્ષની થઈ હતી તેથી છેવટે મોટા ભાઇ મોતીલાલને મુકી દઇ ભાઇ છોટાલાલનો વિવાહ ગોઠવ્યો. એક સારા કુટુંબની કન્યાનું મારે માટે માગું આવ્યું પણ તે માટે ન્યાતમાં થોડોક વાંધો હતો. મેં તેની દરકાર ન કરતાં ઝીપલાવ્યું; પણ આ બનાવે તો ઘણું ગંભીર સ્વરૂપ ધારણ કર્યું. હું હિમ્મત હાર્યો નહિ. મ્હારી પાસે ન્યાતનું સમાધાન કરવા કંઇ પૈસા નહોતા. મારા સસરાના કહેવાતા ભાઇબંધો વિરુદ્ધ પડયા; અને તે પોતે નાસીપાસ થઇ ગયા. હવે મારી બહુ જ કફોડી સ્થિતિ આવી. મારા સગા પણ મારી વિરુદ્ધ પડયા.

**તકરાર**

અઢી વર્ષ પછી આ તકરારનો નિવેડો આવ્યો અને હું રૂપિયા પાંચ હજારના ખાડામાં ઉતર્યો. જડ લોકોના દિલમાં મ્હારી જરાપણ દયા આવી નહિ. તેમને મન તો હું ઘણો જ પૈસાદાર છું એમ હતું. માત્ર રૂપિયા ત્રણસો શિલિક પાસે હતી તે વડે આ બધું કાર્ય માથે લીધું. ભવિષ્યનો વિચાર કરી રૂ. ૫૦૦૦)નો વીમો ઉતરાવ્યો અને ગૃહસંસાર ઘણી જ કરકસરથી શરુ કર્યો.

**ટ્રેઈનીંગ કૉલેજ**

આ દરમ્યાન મારી બદલી અમદાવાદ મેઇલ ટ્રેઇનીંગ કોલેજમાં સને ૧૮૯૮ના નવેમ્બર માસમાં થઇ હતી. મને રૂ. ૭૦) પગાર મળતો તથા શાળા પત્રના સબ એડીટર તરીકે કામ કરતો તેના રૂ. ૨૦) માસિક મળતા. કોલેજના પ્રિન્સિપાલ રા. સા. માધવલાલની મારા પર મહેરબાની

હતી; અને તેમની ભલામણથી જ મારી બદલી અમદાવાદ થઈ હતી.

આ દરમ્યાન અમારા ખડાલના ઠાકોરે મારા ભાઈ છોટાલાલને અફીણનો ઇજારો આપ્યો, તેમાં તેના ઉપર અફીણનો ખોટો કેસ ચાલ્યો તેમાં એક

**આફત ને તંગી**

હજારને આશરે ખર્ચ થયું. સને ૧૯૦૦, સંવત ૧૯૫૫–૫૬ ની સાલમાં સખ્ત દુષ્કાળ પડવાથી મારા પિતાજીશ્રીની ઉઘરાણી બરબાદ થઇ. કેટલાક ખેડુતોનાં આખાં કુટુંબ નાશ પામ્યાં. અમારા શાહુકાર જેઠાલાલ મંછારામની પેઢીને પણ ધોકો લાગ્યો, તેથી બે વર્ષ પછી તેમણે પણ અમારી પાસે લ્હેણા રૂપિયાની માગણી કરી. કુટુંબમાં કમાનાર માત્ર હું એકલો જ હતો. પણ તે વખતે રૂ. ૧૦૦)નો માસિક પગાર તે અધધધ ગણાતો એટલે સઘળો બોજો સ્વાભાવિક રીતે મ્હારા ઉપર પડયો. હું હિમ્મત હાર્યો નહિ. મિત્રોમાં મદદ કરી શકે એવા બે ત્રણ જણ હતા. બોરપાડના મારા મરહુમ મિત્ર નગીનદાસના પિતાએ તથા મુ. નાગરદાસભાઇએ થોડી મદદ કરી તથા મારા મિત્ર માણેકલાલ નાથજીભાઈએ પણ સહેજ મદદ કરી.

**ગૃહસંસાર**

મારી પત્ની અ. સૌ. મહાલક્ષ્મી સમજુ તથા સુશીલ હતી. મારી નાણાંની તંગીનો ખ્યાલ તેને બરાબર હતો અને તેની કરકસર અને ત્રેવડથી હું મારી મુશ્કેલીમાંથી જલ્દી મુક્ત થયો; પણ તે બિચારી દુનિયાદારીની રીતે સારા દિવસ જોવા ઝાઝો વખત જીવી નહિ. સને ૧૯૦૧ ના ઓકટોબર માસમાં તેણે ચિ. રમણિકલાલને જન્મ આપ્યો; અને ત્યારથી

અમો અમારી જીંદગી સુખી માનવા લાગ્યાં. હું ધીમે ધીમે મારૂં દેવું પતવતો જતો હતો; એવામાં મારા પિતાશ્રીનો સને ૧૯૦૨ ના ઓક્ટોબર માસમાં સ્વર્ગવાસ થયો. મારા નાના ભાઇ મહોલાલે અંગ્રેજી કેળવણી લીધી નહોતી. તેણે ઘરનું ઉઘરાણીનું કામ ઉપાડી લીધું, અને તે એ ધંધામાં ફતેહમંદ નીવડયો. આ વખત ભાઇ ત્રીભોવનદાસ પણ બી.એ. ની પરીક્ષામાં પાસ થઇ નોકરીએ વળગ્યા હતા. ભાઇ મુળજી મેટ્રિકમાં પાસ થયો હતો અને ગુજરાત કોલેજમાં દાખલ થયો હતો. ભાઇ મોહનલાલે અભ્યાસમાં આગળ નહિ વધી શકવાથી સેકન્ડ ગ્રેઇડ પબ્લીક સર્વિસ સર્ટિફિકેટ મેળવ્યું હતું અને નોકરીની શોધમાં હતા. ભાઇ છોટાલાલ તથા મોતીલાલ અમદાવાદમાં આવી મીલમાં નોકરી કરતા હતા અને મારી સાથે રહેતા હતા, આ બધા કુટુમ્બીઓ અમે સાથે અત્રે રાયપુર ભાઉની પોળમાં રહેતા હતા અને સલાહ-સંપથી સુખે દિવસ નિર્ગમન કરતા હતા. આ સબંધમાં હું મારી પત્નીનાં જેટલા વખાણ કરૂં તે ઓછાં. મારે કહેવું જોઇએ કે તે અભણ તથા ગામડામાં ઉછરેલી હોવા છતાં ગૃહવ્યવસ્થામાં ઘણી જ હોંશિયાર હતી, અને તે મને મારી મુશ્કેલીમાં બોજારૂપ થઇ પડવાને બદલે હીંમત અને મદદ આપતી.

સને ૧૯૦૪ ના જૂન માસમાં મારી રૂા. ૧૦૦) ના પગારથી ભરુચના ફર્સ્ટ આસીસ્ટંટ તરીકે બદલી થઇ. ટ્રેઇનીંગ

**ભરુચ**

કોલેજમાં લાંબા વખત સુધી ગુજરાતીમાં બોલવાનો મ્હાવરો થયા પછી એકદમ અંગ્રેજી સ્કુલમાં અને તે વળી ઉપલા વર્ગમાં બધા વિષય અંગ્રેજીમાં શીખવવા તે શરુઆતમાં

સ્વાભાવિક રીતે મુશ્કેલ લાગે. તેમ મારી બાબતમાં પણ બન્યું. સદ્ભાગ્યે મારે સાતમા ધોરણમાં ગણિતનો વિષય શીખવવાનો હોવાથી મને આ મુશ્કેલી ઝાઝી નડી નહિ. ભરૂચનાં હવા પાણી મને માફક આવ્યાં નહિ અને મારી પત્નીની તબીયત લથડી. સને ૧૯૦૬ ની સાલમાં પુત્રીના પ્રસવ પછી અમારા સંસારસુખનો અંત આવ્યો, અને નવી દુગ્ધા શરૂ થઇ. ભરુચ શહેર સુરત તથા અમદાવાદ કરતાં વધારે ખચીળ છે, તેમજ આબાદ પણ નથી. રૂની મોસમમાં જ માત્ર ધંધો. તે સિવાય બીજો કોઇ વ્યાપાર ધમધોકાર ચાલતો જણાતો નથી. અમદાવાદની માફક લોકો પૈસે ટકે સુખી નથી તેમજ સુરત જેવા શોખીન નથી. મને તો ત્યાંના લોકો તદ્દન બેદરકાર ને મુંજી લાગ્યા. આ વખતે ભાઈ મૂળજી મદ્રાસ મેડીકલ કોલેજમાં અભ્યાસ કરવા ગયો હતો. તેના ખર્ચમાં, દવાદારૂમાં અને ઘરના ખર્ચમાં મારા રૂ. ૧૦૦) પૂરા થઇ જતા. વળી મંદવાડને લીધે મન ઉદ્વેગમાં રહેતું. આખરે કંટાળીને સને ૧૯૦૭ ની સાલમાં મારી પત્ની તથા છોકરાંને અમદાવાદ મોકલ્યાં અને ભાઇ મોતીલાલ ઘર રાખી તેમની સાથે રહ્યા, અત્રે પણ દવાની કાંઇ ટીકી લાગી નહિ.

સને ૧૯૦૭ના જુન માસમાં મારી બદલી અમદાવાદ આર. સી. હાઇસ્કુલના પહેલા આસીસ્ટંટ તરીકે રૂ. ૧૫૦ ના

**અમદાવાદ**

પગારથી થઇ. આથી હવે મારે મારાં છોકરાં સાથે રહેવાનો પ્રસંગ આવ્યો તે એક રીતે ઇશ્વરની કૃપા જ ગણાય. અત્રે ૭ માસ પછી મને ટ્રેઇનીંગ કૉલેજમાં વાઇસ પ્રિન્સીપાલની જગા મળી. આ પ્રમાણે નોકરીમાં હવે હું આબાદ થવા લાગ્યો મ્હારી સ્ત્રીનો મંદવાડ લંબાયો, તે બચે એવી તેને આશા નહોતી

જ. ભરુચથી મારી બદલી અત્રે થઈ તે પહેલાં જ મારી પુત્રી અતિશય પીડાઈ દેવશરણ થઇ હતી. સને ૧૯૦૮ ના જુન માસમાં ભરુચ હાઇસ્કુલના હેડમાસ્તરની જગા ખાલી પડવાથી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર મી. લૅારીને ત્યાં કેટલીક ખટપટ ચાલી. ભરુચ મને પસંદ નહોતું જ છતાં ખટપટને લીધે ત્યાંની જગા ન મળી તેથી સહેજ ગ્લાનિ થઇ. મારી પછીના મી. પંડયાને ભરુચ નીમ્યા અને વાઇસ પ્રિન્સીપાલની જગાએ મી. બલસારી પાછા ફરવાથી મારે પાછું હાઇસ્કુલમાં જવું પડયું. પરન્તુ જે થયું તે બધું સારાને માટે જ ડીરેકટરને ત્યાં અરજ કરવાથી મારો કેસ ધ્યાનમાં લેવાયો અને સને ૧૯૦૮ ના ઓગસ્ટ માસમાં નડિયાદના હેડમાસ્તર અને મારા મિત્ર મી. હરિકૃષ્ણ ફકીરભાઇ ભટ્ટનું અકાળ મૃત્યુ થવાથી હું તે જગામાં મારી આલ્મા મેટરનો હેડમાસ્તર નીમાયો. સાડા પંદર વર્ષ આસીસ્ટંટ તરીકે નોકરી કર્યા બાદ સ્વતંત્ર થયો. મારી પત્ની હજી મને સારે દરજ્જે ચઢેલો જોવાને જીવતી હતી. મારો ભાઇ મહોલાલ પ્લેગના પંઝામાં ફસાઈ સ્વર્ગસ્થ થયો હતો અને ધરકામને માટે ભાઇ છોટાલાલ ગયા હતા તે પણ બિમાર પડી કામને માટે નાલાયક થયા હતા. ભાઈ ત્રીભોવનદાસ મહિકાંઠા એજન્સીના પોલીટીકલ એજન્ટ સાહેબની ઓફીસમાં રૂ. ૪૦) ના પગારમાં દાખલ થઈ રૂ. ૫૫) ના પગારથી સેકન્ડ કલાર્ક થયા હતા. ભાઇ મૂળજી મદ્રાસમાં હજી અભ્યાસ કરતો હતો. અભ્યાસમાં તે ઘણો મંદ હતો; અને વારંવાર પરીક્ષામાં નપાસ થતો હતો. ભાઇ મોહનલાલે ગાયકવાડી રાજ્યમાં નોકરી લીધી હતી. ભાઇ મોતીલાલ ઉધરાણીનું કામ કરવા ખડાલ રહેતા હતા. મારૂં દેવું ઘણે ભાગે હું પતવી રહ્યો હતો તેમજ ખડાલના

ઘરના દેવામાંથી પણ મુક્ત થયો હતો. હવે પૈસાનું મોં જોવાનો પ્રસંગ આવતો હતો.

સને ૧૯૭૮ના ઓગસ્ટ માસની ૨૪મી તારીખે નડિયાદ હાઈસ્કુલનો ચાર્જ લીધો અને હવે કાંઈ સુખી જીંદગીનો ભાસ થવા લાગ્યો. સારા હોદ્દાની જગા મળી, સર્વ દિશામાંથી માન મળવા લાગ્યું. જે સ્કુલમાં હું એ. બી. સી. ભણ્યો તે જ સ્કુલનો હેડમાસ્તર અને જે ઓરડામાં મેં વિદ્યાર્થી તરીકે શરુઆત કરેલી તે જ ઓરડામાં મારી ઓફીસ, આ બધી બાબતોથી મારૂં મન બહુ જ પ્રફુલ્લિત રહેતું. વળી જે સ્કુલમાં મી. ત્રીવેદી અને ધ્રુવ જેવાએ નામના મેળવેલી તે સ્કુલમાં તેમના કરતાં પણ વિશેષ ખ્યાતિ મેળવવાને મહેનત પણ તનતોડીને કરવા માંડી. હું હેડમાસ્તર તરીકે ફતેહમંદ થયો અને મી. લૅારીનો સારો અભિપ્રાય મેળવ્યો.

**નડિયાદ**

પરંતુ મારી પત્નીના મંદવાડને લીધે મારે બહાર સુખી ને ઘરમાં દુઃખી એવું જીવન ગાળવાનું હતું. ઘણા ઉપાયો કરવા છતાં તેની તબિયત ઠેકાણે આવી નહિ અને તે દિન પર દિન લેવાતી ગઇ. શરીર શુષ્ક થઈ ગયું અને અન્ત નજીક આવવા લાગ્યો. આ વખતે કાંઈક બચાવ કરીને મેં રૂ. ૬૦૦)ના દાગીના કરાવ્યા હતા. વળી મારાં વિધવા બેન દિવાળી ઘણા વખતથી માંદાં હતાં તે અત્રે આવ્યાં હતાં અને તેમની પણ કેટલીક જણસો જતાં પહેલાં મારે ત્યાં મૂકી ગયાં હતાં. નડિયાદના વાઘરી છૂપા ચોર તરીકે મશહૂર છે; અને ગામના કેટલાક બદમાસ પાટીદારો તેમની પાસેથી ચોરીનો માલ

**પત્નીનો સ્વર્ગવાસ**

ખરીદી તેમને ઉત્તેજન આપે છે એમ કહેવાય છે. એક દિવસ રાત્રે ચોર આવી કોમ્પાઉન્ડમાં ભરાઈ રહ્યા; અને ઘરમાં પેસવાની પેરવી કરતા હતા. એવામાં મારાં પત્નીએ જાજરૂ જવા સારૂ બારણું ઉઘાડયું. આ પ્રમાણે ઘર ઉઘાડું રહેવાથી ચોરને પેસવાનો લાગ મળ્યો અને અમે અડધા જાગતા ઉંઘતા હતા એવામાં તો મારા પોતાના ખાટલા નીચેથી ટ્રન્ક ખેંચી ચોર ચાલતો થયો. તે ગયો તે ગયો જ. ઘણી તજવીજ કરતાં પત્તો લાગ્યો નહિ; અને આશરે રૂ. ૧૦૦૦)નું નુકશાન થયું. મારાં પત્ની તથા બેન દીવાળી આ બનાવ બન્યા પછી લગભગ ત્રણ મહિને સ્વર્ગસ્થ થયાં. બેન દીવાળી માંદાં હતાં તેમને છેવટની વખતે મળવાનો મારાં પત્નીને વિચાર થયો; અને મારા ના કહેવા છતાં હઠ પકડી ખડાલ ગયાં. પરિણામ એ આવ્યું કે દવા છોડી દેવાથી તેમનો અંત બેન દિવાળીના પહેલાં પંદર દિવસે આવ્યો. ખડાલમાં એમ લાગ્યું કે હવે વધારે વખત જીવશે નહિ એટલે અમને નડિયાદ મળવાને માટે ગાડામાં આવી સ્થિતિમાં મુસાફરી કરી; તેથી કાળ વહેલો આવ્યો; નિમિત હશે. સને ૧૯૦૯ના ફેબ્રુઆરીની દશમી તારીખે નડિયાદ આવ્યા પછી બે કલાકે સાંજના પાંચ વાગ્યા પછી, એટલે મને તથા છોકરાને મળ્યા બાદ, દેહ છોડયો. તેનો મારી સાથે સંબંધ થયા પછી હું ઘણા જ કરજમાં આવી ગયો હતો અને તે દુનિયા ત્યાગીને ગઈ તે જ અરસામાં હું દેવામાંથી તદ્દન મુક્ત થયો હતો. મુ. ગોકળદાસના રૂ. ૨૦૦) બાકી હતા તે પણ મેં આપી દીધા હતા. આવો સુખદુ:ખથી મિશ્ર ગૃહસંસાર મેં માત્ર અગિયાર વર્ષ ભોગવ્યો. એકત્રીસ વર્ષની વયે લગ્ન કર્યાં અને બેતાલીસ વર્ષની ઉમરે વિધુર થયો. ઈશ્વરેચ્છા બલીયસી ! !

હવે હું દુગ્ધામાં આવી પડયો. પણ ચિ. રમણ આઠ વર્ષનો થયો હતો એટલે તેની કાંઇ ખાસ સંભાળ લેવાની રહી નહોતી. જે સ્થિતિમાં ઇશ્વરે મને મૂકયો

પછી

હતો તેજ સ્થિતિમાં સુખ માનવું અને ઇશ્વર જે જે કરે છે તે સારા જ માટે કરે છે એ સિદ્ધાંતને વળગી રહેવું, એ જ યોગ્ય લાગ્યું. સઘળી વાત વિસારે મૂકી અને માત્ર મારી નોકરીની ફરજ બજાવવામાં, ચિ. રમણની તન્દુરસ્તી તથા કેળવણી પર ખાસ ધ્યાન આપવામાં અને સારા માણસોના સહવાસમાં રહી આનન્દમાં દિવસ નિર્ગમન કરવામાં મારૂં મન પરોવ્યું. નડિયાદ હાઇસ્કુલ આ વખતે ઘણી સારી સ્થિતિમાં હતી. મૂળથી વિદ્યાર્થીની પસંદગી સારી થતી, અને શિક્ષક વર્ગ મહેનતુ, ખંતિલો, ને ઉત્તમ આદર્શવાળો હતો. મારે આ જગાએ કહેવું જોઇએ કે મેં આ પછી ભરુચ હાઈસ્કુલ અને અમદાવાદ હાઈસ્કુલમાં હેડમાસ્તર તરીકે કામ કર્યું પણ જે સલાહશાન્તિથી અને સરલતાથી મેં નડિયાદ હાઈસ્કુલ ચલાવી તે સરલતા અને મદદ મને ભવિષ્યમાં કોઈ સ્કુલમાંથી શિક્ષક વર્ગ તરફથી મળી નથી અને મળશે પણ નહિ. સ્કુલના કામમાં જ મને આનંદ લાગતો, ઘેર મને ગમતું પણ નહિ, દશ વર્ષની લાંબી મુદત દર્મીઆન મારા કોઈ પણ ઉપરી અમલદાર તરફથી ઠપકાના રૂપમાં મારે એક પણ શબ્દ સાંભળવાનો પ્રસંગ આવ્યો નહોતો. મેટ્રિકયુલેશન તથા સ્કુલ ફાઇનલ પરીક્ષાનાં પરિણામ સાંભળીને લોકોને આનંદ થતો. યુનિવર્સિટીમાં નડિયાદ હાઇસ્કુલના કોઈ કોઈ છોકરા ઉપર નંબરે આવતા અને કોલેજોમા પણ તેમના ઉદ્યોગ અને ખંતથી તેમના પ્રોફેસરો હેરત પામતા. હું સને ૧૯૧૧ થી ૧૯૧૫

સુધી મ્યુનિસિપાલિટીમાં મેમ્બર નીમાયો હતા; અને તે વખતે સ્કુલબોર્ડના ચેરમેન તરીકે નડિયાદની બધી ગુજરાતી સ્કુલો મારી દેખરેખ નીચે હતી. મારી પહેલાંના સ્કુલબોર્ડના ચેરમેન મી. ગીરધરદાસ દેસાઈના વખતમાં તેમજ ત્યારપછી મારા વખતમાં નડિયાદ મ્યુનિસિપાલિટીની સ્કુલો આબાદીના શિખરે પહોંચી હતી; અને ત્યારબાદ તેમની દિન પર દિન અધોગતિ થતી ચાલી છે, અને હાલની અસહકારની પ્રવૃત્તિએ તેમને છેક ડામાડોળ સ્થિતિમાં લાવી મૂકી છે.

**કલબ**

મારા કોમ્પાઉન્ડમાં મેં સ્કુલના શિક્ષકો માટે એક બેડમીન્ટન કોર્ટ બનાવ્યો હતા; અને સાંજે બહાર ખુલ્લી હવામાં બધા શિક્ષકો એકઠા થતા અને આનંદ કરતા. હું ઘેર એકલો હોવાથી મારૂં મન વારંવાર ગ્લાનિમય રહેતું તે આ સહવાસથી આનંદ મેળવતું. આ કલબમાં ધીમે ધીમે ગામના અમલદારો દાખલ થયા; અને તે અમલદારની કલબ કહેવાવા લાગી. થોડા વખત પછી અમલદારો આવતા બંધ થયા; પરંતુ છેવટ સુધી શિક્ષકો તો તેમાં રસ લેતા રહ્યા.

**હૅાસ્ટેલ**

હું હોસ્ટેલના હેડમાસ્તર માટે બાંધેલા બંગલામાં રહેતો. હવા પાણી સારાં હતાં. હૅાસ્ટેલનો એક બ્લોક હતો. હોસ્ટેલમાં છોકરાની સંખ્યા વધવા માંડી; તેથી બીજો બ્લોક બત્રીસ વધારે વિદ્યાર્થી માટે બંધાયો. છોકરાઓની સંખ્યા ૬૦ થી ૭૦ સુધી રહેતી. વિદ્યાર્થીઓ બધા ઉદ્યોગી અને હિસાબ કામમાં કુશળ હતા. તેથી મને વ્યવસ્થામાં ઝાઝી મહેનત પડતી નહિ. ચિ. રમણે સને ૧૯૧૨ થી અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો ત્યારથી અને તે પહેલાં પણ હૅાસ્ટેલના વિદ્યાર્થિઓની

સોબતમાં જ રહેતો અને તેમના સહવાસમાં તેનો વખત આનંદમાં જ પસાર થતો; મા વિનાના ઘરની દુગ્ધાનો તેને બિલકુલ ખ્યાલ આવવા પામતો નહિ. એક રીતે આ મને ઠીક લાગ્યું જો કે તેથી મારે મારી જીંદગી એકાન્તમાં જ પસાર કરવી પડતી હતી, અને હાલ હું એકાન્તવાસ ચહાનારો બની ગયો છું. આ પ્રમાણે આનંદમાં લગભગ દશ વર્ષ ગાળ્યાં. બાકીનાં છ વર્ષ નોકરીનાં રહ્યાં હતાં તે પણ ત્યાં જ વ્યતીત થશે એમ હું માનતો હતો.

**પાછું ભરુચ**

સને ૧૯૧૮ની સાલમાં અમારા એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબ મી. સાવરકર હતા. હું ઘણા વર્ષથી નડિયાદમાં હતો; અને સુખી હતો. મારી બીજે ગામ જવા મરજી નહોતી. મારા ભોળા સ્વભાવને લીધે મેં તેમને એકાદ બે વખત આ પ્રમાણે કહેલું પણ ખરૂં. ભરુચ હાઈસ્કુલના હેડમાસ્તર ગુજરી જવાથી અમારા એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબને કોણ જાણે શું થયું કે મને બીલકુલ પૂછ્યા વિના અને કાંઇ પણ કારણ સિવાય મારી ભરુચને માટે ભલામણ કરી. ગેઝેટમાં નિમણુંક બહાર પડી ત્યારે જ મને ખબર પડી. હું નિરાશ થઇ ગયો. ફરી પાછું નસીબમાં ભરુચ! જે ગામમાં હું દુ:ખી થયો તે જ વળી ફરીથી સેવવાનું! મહેરબાન ડીરેકટર સાહેબને લખતાં તેમણે જણાવ્યું કે મી. સાવરકરની ભલામણથી જ તમને બદલવામાં આવ્યા છે. માથે પડી વિશ્વદેવા. નોકરી કરવી ત્યાં ગમવાનો કે ન ગમવાનો સવાલ કેવો? સને ૧૯૧૮ ના ફેબ્રુઆરી માસમાં ભરુચ ગયો. આ વખતે ચિ. રમણ મેટ્રિકયુલેશન કલાસમાં હતો; તેને તેના સહાધ્યાયીઓ તથા બોર્ડિંગના મિત્રો છોડવા એ અતિશય મુશ્કેલ લાગ્યું. મને

પણ મારી પોતાની માની લીધેલી સ્કુલ તથા મારા પ્રિય શિક્ષકો છોડવા તે ભારે લાગ્યું.

**સ્કૂલ ને હૉસ્ટેલ**

ભરુચ સ્કુલથી તો હું જાણીતો હતો. પણ હૉસ્ટેલ થોડા વખત ઉપર જ બંધાઇ હતી. મારે રહેવાનું મકાન નડિયાદ જેવું જ હતું. છોકરાઓ માટેનું મકાન જુદા ઘાટનું છે. ઓરડા મોટા અને ચાર છોકરા રહે તેવી સગવડવાળા છે. સ્કુલ મેં પહેલાં જોઇ હતી તેવી જ સ્થિતિમાં હતી. તેમાં બીલકુલ સુધારો થયો નહોતો. ભરૂચમાં પારસી માબાપો પોતાના છોકરાંની કેળવણી પાછળ બહુ ધ્યાન આપે છે. ઘેર ખાનગી શિક્ષક પણ રાખે છે; પણ છોકરાઓ અસલથી રખડેલ, તોફાની અને બેદરકાર છે. ઘેર માસ્તર આવે તેટલો જ વખત હાથમાં ચોપડી ઝાલે, પછી વાંચવાના સોગન ખાધેલા. વર્ગમાં પણ ધ્યાન એવું જ આપવાનું. ઘેર શિક્ષક આવે છે તેની પાસે ભણી લઇશું. વર્ગમાં માસ્તર શું શીખવે છે ? એ જ વિચાર. ખાનગી શિક્ષકો છોકરાંને સુધારવા કરતાં વધારે બગાડે છે. અંગ્રેજી શબ્દોના ઉચ્ચાર એવા શીખવે છે કે સ્કૂલના ટ્રેઇન્ડ માસ્તરોને તે સુધારવા બહુ જ મુશ્કેલ પડે. છોકરાઓને મન સ્કૂલના ટ્રેઇન્ડ શિક્ષકો પોતાના ખાનગી શિક્ષકો આગળ કાંઇ વિસાતમાં નહિ, હિંદુ માબાપો તો છોકરાંની કેળવણી પાછળ બીલકુલ ધ્યાન આપતા નહિ; અને છોકરાંઓ પારસી છોકરાઓ કરતાં વિશેષ રખડેલ. લલ્લુભાઇના ચકલામાં રાતના સાત વાગ્યાથી નવ વાગ્યા સુધી ટોળું વળીને બેસે ને જતા આવતા લોકોની ઠઠ્ઠા મશ્કરી કરે, ઘેર હાથમાં ચોપડી ઝાલવાના સોગન ખાધેલા. માબાપો બીલકુલ બેદરકાર પોતાનો છોકરો વર્ગ ન ચઢયો હોય અથવા મેટ્રિકયુલેશનમાં તેને

જવાનું ફોર્મ ન મળ્યું હોય ત્યારે જ હેડ માસ્તર અથવા શિક્ષકોને ત્યાં ફેરા ખાય. તે સિવાય શિક્ષકોની દરકાર રાખે જ કોણ? પારસીઓની માફક તેમને પણ ખાનગી શિક્ષક રાખવાની ટેવ પડેલી અને શિક્ષક ઘેર આવે છે અને છોકરાં ભણે છે એમ જ માની બેઠેલા; પણ સ્કુલમાં તેમનો અભ્યાસ કેમ ચાલે છે તેની દરકાર કરે જ કોણ? ભરુચમાં ટયુશનનો પ્રચાર બહુ જ છે; અને તેથી જ કેળવણીની બાબતમાં છોકરા બહુ પછાત છે. સરકારે ખાનગી ટયુશન તદ્દન બંધ કરવું જોઇએ. મારા માનવા મુજબ સરકારી હાઇસ્કુલના સારા શિક્ષણની લોકોને બીલકુલ દરકાર નથી. ગમે તેવી સ્કુલ અગીઆરથી પાંચ વાગ્યા સુધી છોકરાને સ્કુલની અંદર ગોંધી મૂકે તે તેમના માટે બસ છે, ગણિતના વિષયમાં નેવું ટકા છોકરાઓ કાચા, કારણ કે તેમનું મગજ સ્થિર નહિ. બોર્ડ પર દાખલા શિખવાતા હોય ત્યારે ચિત્ત કયાંયે ભટકતું હોય. કેટલાક તો એમ માની બેઠેલા કે ગણિત તો આપણને આવડે જ નહિ પછી તેની પાછળ મહેનત કરવી નકામી.

ભરુચ આવ્યા પછી સ્કુલમાં મહેનત વિશેષ કરવી પડી; તેમ જ હવા પાણી માફક આવ્યાં નહિ તેથી તબીયત બગડી; છતાં ય નબળાઇનાં ચિહ્ન બહારથી

**તબીયત લથડી**

જણાયાં નહિ. હું નડિયાદ હતો ત્યારે દાક્તર વરજીવનદાસ દામોદરદાસ મરચંટ કેટલોક વખત ત્યાંની મ્યુનિસિપલ ડીસ્પેન્સરીના ચાર્જમાં હતા. તેમના જ પ્રયત્નથી મારા કોમ્પાઉન્ડમાં અમલદારની કલબ સ્થાપન થઇ હતી, તેમની સાથે મારે મિત્રાચારી તથા સારો સબંધ થયો હતો. મારી બદલી ભરુચ થઈ તે અરસામાં તેમની પણ ત્યાં સિવિલ સર્જન તરીકે નિમણુંક થઇ. વળી મી.

પાર્વતીશંકર જે નડિયાદમાં થોડા વખત સબજજ્જ હતા તે ત્યાં ફર્સ્ટ કલાસ સબજજ્જ થઇને આવ્યા. આ પ્રમાણે નડિયાદના જુના સ્નેહીઓ ત્યાં મળ્યા એટલે દિવસ આનંદમાં પસાર થવા લાગ્યા. મી. નવરોજી દીનશાજી કેળાવાળા નામના એક પારસી ગૃહસ્થ દરરોજ મારે ત્યાં સાંજે આવતા અને તેમની સાથે હું ફરવા જતો. કોઈ કોઇ વખત અમે સવાર સાંજ બે વખત ફરવા જતા. એક વખત હું ડોકટર મરચંટને ત્યાં ગયો હતો ત્યારે મારા પાછલા ભાગમાં કાંઇ દુઃખાવો લાગે છે એવી મેં ફરિયાદ કરી, ત્યારે તેમણે મને મારો પેસાબ તપાસરાવવાની સલાહ આપી, બીજે દિવસે પેસાબ તપાસતાં માલુમ પડયું કે મને ડાયાબીટીસ (સાકરિયા પ્રમેહ)નું દરદ છે તે દિવસથી એટલે સને ૧૯૧૮ ના નવેમ્બર માસથી તેમણે મને સાદા ખોરાક ઉપર રાખ્યો. ગળ્યા પદાર્થ ખાવાના બંધ કર્યા. તેમજ ચોખા દાળ વગેરે જેમાં વધારે ટકા સ્ટાર્ચના હોય તેવા પદાર્થ પણ બંધ કર્યા. મેં બાજરીનો રોટલો, દહીં, કઢી વગેરે ખોરાક પર રહેવા માંડયું; અને હાલ ત્રણ વર્ષ થયાં તે મુજબ ચાલે છે. આ ખોરાકથી પરિણામ એ આવ્યું કે મારો મેદ તથા ચરબી ઓછાં થયાં ને શરીરનો દુખાવો મટી ગયો; તથા શરીર હલકું થયું. હવે મને ભરુચ પર બીલકુલ કંટાળો આવ્યો આખરે ૧૯૧૯ ના ફેબ્રુઆરી માસમાં એટલે એક વર્ષ ભરુચ આવ્યાં થયું ત્યારે મેં ડીરેકટર સાહેબને અમદાવાદ બદલી કરવા માટે અરજ કરી; ડોક્ટર મરચંટે સુકી હવા મારી તંદુરસ્તીને માફક આવશે એવું સર્ટીફીકેટ આપ્યાથી અને મી. સાવરકરને યોગ્ય લાગવાથી મારી અરજ સ્વીકારવામાં આવી અને ૧૯૧૯ ના માર્ચ માસની બાવીસમી તારીખે અમદાવાદની આર. સી. હાઇસ્કુલનો મેં ચાર્જ લીધો.

હું નડિયાદ પાછો જવાને ખુશી હતો પણ ગુજરાતમાં પહેલા નંબરની સ્કુલ મને મળી એટલે નડિયાદ માટે બહુ મોહ રહ્યો નહિ. મારા મિત્ર મી. જયકીસનદાસ

**આર. સી. હાઈસ્કુલ**

ઓફ અત્રે એકટીંગ હેડમાસ્તર હતા તેમને અમદાવાદ છોડવું પડયું તેથી મારા પ્રત્યે સહેજ માઠું લાગ્યું, પણ તે પોતે સુરતના વતની હોવાથી ભરુચ પોતાના વતનની પાસે હોઈ વધુ અનુકુળ હતું. ભરુચના શિક્ષકોના સંબંધમાં મારે કાંઇ ફરિયાદ કરવા જેવું નહોતું. તેઓ ઉદ્યોગી તથા મિલનસાર હતા; અને પોતાની ફરજ સારી રીતે બજાવતા. પણ આર. સી. હાઇસ્કુલમાં તેથી કાંઇ ઉલટું તથા વિચિત્ર જોવામાં આવ્યું. પોતાની ફરજનું ભાન નહિ એવા અને ખાતામાં નાલાયક થયેલા કેટલાક શિક્ષકો અત્રે એકઠા થયા હતા. શિક્ષકોમાં બે પક્ષ પડયા હતા અને તે એક બીજાનું ખોદતા. વર્ગમાં ભણાવવા ઉપર બીલકુલ લક્ષ આપતા નહિ અને એક બીજાની સામે ફરિયાદ કરતા. કેટલાક તો ટયુશન રાખી પૈસા કમાવામાં એટલા ગુલતાન થઈ ગયા હતા કે સ્કુલમાં વખત થતાં બેળે બેળે હાંફલા ફાંફલા આવતા અને કયારે પાંચ વાગે તેની જ રાહ જોતા. સ્કુલના લેસન માટે તૈયારી કરવાનો તેમને બીલકુલ વખત મળતો નહિ. હેડમાસ્તરને ટાઇમસર સ્કુલમાં આવેલા જોઇ તેમના દિલમાં કાંઇ કાંઈ થઈ જાય અને મનમાં બળતા પણ હશે. હું તો નડિયાદ વગેરે સ્થળે પણ સ્કુલના વખત અગાઉ પા કલાક પહેલાં જતો અને સ્કુલ બંધ થયા બાદ પા કલાકે ઉઠતો એટલે સ્કુલના વખત ઉપરાંત અડધો કલાક વધારે રહેતો. અમદાવાદ પણ એ જ નિયમ રાખ્યો હતો અને હજી પણ ચાલુ છે. ધીમે ધીમે શિક્ષકો ટેવાઈ ગયા, કેટલાકની બદલી થઇ, એક શિક્ષક મી.

ઉપાધ્યાયને તો મારે ઘેર જ મોકલવા પડયા. આ પ્રમાણે પહેલું વર્ષ અમદાવાદમાં કંઇક મુશ્કેલીમાં ગાળવું પડયું.

મી. ચન્દ્રવદન મુનશી અત્રે મારા ફર્સ્ટ આસીસ્ટંટ ૧૯૧૯ થી ૧૯૨૧ સુધી હતા. આ ગૃહસ્થ શિક્ષક થવાને જ જન્મેલા હોય એમ કહી શકાય. આવા શિક્ષકો ખાતામાં જેમ વધારે રાખ્યા હોય તેમ ખાતું વધારે દીપી નીકળે. જે વિષય તેમને શીખવવાનું કહેવામાં આવે, જે કામ સોંપવામાં આવે, તે માથે લેવાને તૈયાર અને તે કામ બજાવી આપે પણ સંપૂર્ણ સંતોષ આપીને. મારે કહેવું જોઇએ કે મને મારા કામમાં બે વર્ષ સુધી ઘણી જ રાહત મળી. છોકરાઓનો ભાવ પણ તેમના ઉપર પૂર્ણ. પોતાની તબીયતની પણ દરકાર નહિ કરતાં તેમણે સખત કામ કર્યા કર્યું. અત્રેથી સુરત મીડલ સ્કુલના હેડમાસ્તર તરીકે સને ૧૯૨૧ ના માર્ચ માસમાં બદલાયા; અને ત્યાં ગયા પછી છ મહિને તેમનો સ્વર્ગવાસ થયો.

**આદર્શ શિક્ષક**

હાલમાં સ્કુલ આબાદ સ્થિતિમાં છે. શિક્ષક મંડળ ઉદ્યોગી અને મહેનતુ છે. એકાદ બે વાંધા પડતા શિક્ષકને થોડા વખત પર દૂર કરવા પડયા છે. શિક્ષકો સાથે મુશીબત મને આ સ્કુલમાં જ પડી. આનું કારણ મને એ જણાય છે કે હાલમાં ચાલતી અસહકાર પ્રવૃત્તિએ તેમના મગજ પર કંઇક ખોટી અસર કરી છે. અમે સરકારી નોકરી કરીએ છીએ માટે અમે તેમના ગુલામ નથી; અમે અમારા સ્વતંત્ર વિચાર કોરાણે મૂકી શકતા નથી, એમ તેઓ માનતા હશે પરંતુ મારૂં એવું માનવું છે કે સરકારી નોકરીમાં કેળવણીના ક્ષેત્રમાં સાચું કામ આપવામાં

**હાલ**

એમનું સ્વાતંત્ર્ય ક્યાંય હણાતું નથી. અને એમ છતાં ન ફાવતું હોય તો તેમણે ગુલામગીરીની નોકરી છોડી દઇ સ્વતંત્ર ધંધો શોધી લેવો; પણ જ્યાં સુધી એ ક્ષેત્રમાં છે ત્યાં સુધી એમના વિચારો એમની ફરજની આડે આવવા જોઇએ નહિ.

હવે મારી નોકરીની મુદત પૂરી થવા આવી છે. સને ૧૯૨૪ના જાન્યુઆરી માસની ૨૩મી તારીખે હું ફારગ થઇશ. હાલના સંયોગો

હવે

જોતાં તો હું આ સ્કુલમાંથી જ પેન્શન ઉપર જઇશ. પણ આવતી કાલ શું થશે તે કહી શકાય નહિ. હું પહેલાં એમ ધારતો હતો કે બધી નોકરી નડિયાદમાં જ પૂરી કરીશ, પણ ત્યાંથી બે સ્કુલો બદલવી પડી; પરંતુ હવે થોડી મુદત છે એટલે એમ માની શકાય કે અત્રેથી ખસવું નહિ પડે. મને હાલના ગ્રેડની ગણત્રી મુજબ અને સીલેકશન ગ્રેઇડ ન મળે તો રૂા. ૩૦૧ માસિક પેન્શનના મળશે. ભવિષ્યમાં મારે શું કરવું તેનો હજી મેં વિચાર કર્યો નથી; પણ મેં મારી જીંદગી સતત ઉદ્યોગમાં ગાળી છે એટલે મને બેસી રહેવું તો નહિ જ ગમે. નોકરી તો ન જ કરવી એ મારો દઢ નિશ્ચય છે. સંસ્કૃત વ્યાકરણ એક વખત ફરીથી જોઈ જઇ કોઇ સારા વિદ્વાન સંતની સોબતમાં રહી ભાગવત, ઉપનિષદ્, વિચારસાગર વગેરેનો અભ્યાસ કરવો અને તેમ કરતાં વખત મળે તો ગુજરાતી સાહિત્યમાં કાંઇક મદદગાર થઇ પડવું એવો હાલ તો વિચાર છે; પછી તો મુખ્ય આધાર શારીરિક સ્થિતિ ઉપર. પૈસા એકઠા કરવા પર મેં લક્ષ આપ્યું નથી અને તે મારૂં ધ્યેય પણ નથી.

કુટુંબના બાકીના હેવાલમાં ભાઈ ત્રીભોવનદાસ

સને ૧૯૧૧માં મહીકાંઠા પોલીટીકલ એજન્ટ સાહેબના હેડકલાર્ક થયા. ત્યારબાદ તેમણે લગ્ન કર્યાં. સને

**કુટુમ્બજાળ**

૧૯૧૬માં તેમને ડેપ્યુટી પોલીટીકલ એજંટની જગા મળી. હાલમાં તે માસિક રૂપિયા ૪૦૦) ના પગારથી રેવાકાંઠા એજન્સીમાં દફતરદારના હોદ્દા પર છે. તેમને કાંઇ ફરજંદ નથી. ભાઈ મોહનલાલ હાલમાં રૂ. ૬૦ ના પગારથી પોલીટીકલ ખાતામાં નોકર છે. મૂળજી ભાઇ મદ્રાસ ભણતા હતા ત્યાં એલ. એમ. એન્ડ એસ. ની પરીક્ષામાં બે વખત નપાસ થયા એટલે તેમની ઇંગ્લેંડ જઇ ડીગ્રી મેળવવાની વૃત્તિ થઈ. ઘણું સમજાવ્યા છતાં તેમણે માન્યું નહિ. સને ૧૯૧૩ ની સાલમાં તેમનું લગ્ન કરવામાં આવ્યું. ત્યારબાદ ત્રણ મહિના પછી હઠ કરીને ઈંગ્લેંડ જવા તૈયાર થયા. હું તદ્દન વિરુદ્ધ હતો છતાં છેવટે મારે હા કહેવી પડી અને રૂપિયા પણ આપવા પડયા. એડીનબરોમાં એલ. આર. સી. પી. એન્ડ એસ.ની ડીગ્રી છ માસ પછી લીધી; પરંતુ ડી. પી. એચ. માટે અભ્યાસ કરવાને લીવરપુલમાં આવીને રહ્યા. ત્યારબાદ લડાઇ જાગવાથી નોકરીમાં રહી પડયા. આજે આઠ વર્ષ થયાં આ બાજુ આવવાનું નામ પણ દેતા નથી. અંગ્રેજી જીંદગીનો મોહ એટલો બધો લાગી ગયો છે કે પોતાના દેશને તો એક નર્કભૂમિ ગણે છે. આ ભાઈના સંબંધમાં મેં મારી કમાણીનો મોટો ભાગ ખોયો છે, એટલું જ નહિ પણ મારી ન્યાત જાતમાં પણ હું લોકોની બત્રીસીએ ચઢયો છું. તેમનાં પત્ની. અ. સૌ. ડાહીલક્ષ્મી મારે ત્યાં રહી અંગ્રેજી અભ્યાસ કરે છે અને સુખે કે દુઃખે ઇગ્લેન્ડમાં તેમની સાથે રહેવાની તૈયારી કરે છે. બાઇ બિચારી બહુ જ ભોળી છે અને તેનું ભવિષ્યમાં શું

થશે એ વિચારથી નિરંતર મન ચિંતાતુર રહે છે. ભાઈ છોટાલાલ સને ૧૯૧૩ ની સાલમાં ગુજરી ગયા છે, તેમની વિધવા ખડાલમાં રહે છે. ભાઇ મોતીલાલ હજી હયાત છે અને તે પણ ખડાલમાં જ રહે છે. ચિ. રમણુ હાલમાં સીનિયર બી. એ. માં છે. તેનું લગ્ન સને ૧૯૨૦ ના એપ્રિલ માસમાં થઈ ગયું છે. ભવિષ્યમાં તે કાયદાનો અભ્યાસ કરવા માગે છે. ખડાલમાં મેં એક ઘર લીધેલું છે તેમાં કાંઇ સુધારો કર્યો નથી; તેમજ બીજી કાંઈ મિલકત વસાવી નથી. ત્રીભોવનદાસે અમદાવાદમાં આકાશેઠના કુવાની પોળમાં એક ઘર વેચાતું લઈ સમરાવ્યું છે. મારો પણ અમદાવાદમાં સ્થાયી રહેવાનો વિચાર છે અને તેને માટે ઘર અથવા શહેર બહાર જમીનની શોધમાં છું; પણ હજી સુધી કાંઈ ઠેકાણું પડયું નથી.

હવે આ મનુષ્યાવતાર ધારણ કરી મેં શું કર્યું તેનું સરવૈયું કાઢતાં મેં માત્ર ઉદરપોષણને માટે સરકારની નોકરી કરી એમ સૌ કોઈ ધારશે. અલબત, આ વાત સાચી છે; પરન્તુ મનુષ્ય માત્રની પહેલી ફરજ એ છે કે પોતાનું તથા કુટુંબનું સારી રીતે પોષણ થાય એવો ઉદ્યોગ કરવો. આ ઉદ્યોગ એવો હોવો જોઇએ કે બીજાને આપણે હરકત કર્તા ન થઈ પડીએ. કેટલાક લોકો એવો ધંધો કરે છે કે જે પ્રમાણમાં તેઓ વધારે પૈસા મેળવે છે તે પ્રમાણમાં તેઓ ગરીબ લોકોનાં સુખનાં સાધન લઇ લે છે. કેટલાક એવી રીતે પૈસા કઢાવે છે કે તેથી ગરીબોની આંતરડી કકળ્યા વિના રહે જ નહિ. કેટલાક ધંધામાં દોંગાઇ, લુચ્ચાઇ ઠગાઇ સિવાય કાંઇ જોવામાં આવતું જ નથી. જેમણે વધારે પૈસાનો સંચય કર્યો છે અને

**ઉપસંહાર**

જે મોટરોમાં ફરે છે તેમનો પૈસો ગરીબોના સુખને ભોગે જ મેળવેલો હોય છે. અમારા શિક્ષકના ધંધામાં કોઈ પણ જાતનું અપ્રમાણિકપણું છે જ નહિ. ગરીબોને રીબવાનું પ્રયોજન જ હોતું નથી; બીજાની પાસેથી લઈ લેવું નહિ તે તેમને આપવા બરાબર છે. બીજાને રીબવા નહિ એ તેમને સુખી કરવા બરાબર છે. આ રીતે શિક્ષકનો ધંધો ઉત્તમ છે. સીધે માર્ગે ચાલવું એનો અર્થ જ ઈશ્વરથી ડરીને ચાલવું. શિક્ષકના ધંધામાં એવું કાંઈ કરવાનું નથી કે જેથી ઇશ્વર નાખુશ થાય. વધારામાં વિદ્યાદાન એ શ્રેષ્ઠ દાન છે. મારા હાથ નીચે શીખી આજ લગભગ પાંચસો કુટુંબ સુખી થયાં હશે. વિદ્યાર્થીઓ પોતાની છોકરવાદ સ્થિતિમાં કદાચ સમજી ન શકે કે શિક્ષકો તેમના હિતને માટે કેવા ઉપાયો યોજે છે, પરન્તુ પાછળથી તેમને તેની ખબર પડયા વિના રહે જ નહિ. કહેવાનું તાત્પર્ય એ કે મેં દુનિયામાં કાંઈ કર્યું નથી એમ કહી શકાય જ નહિ. મારા સંબંધમાં જે જે આવ્યા છે તેમને મેં સારે રસ્તે દોર્યાં છે; સુખનાં સાધન બતાવ્યાં છે; અને મારા અનુભવ ઉપરથી હું કહી શકું છું કે તેઓ સીધી અને સુખી જીંદગી ગાળે છે. વળી મેં કોઇને દુઃખ દીધું નથી, કોઇનું ભુંડું કર્યું નથી, તેમ ઇચ્છ્યું પણ નથી. મારા ધંધામાં લુચ્ચાઈ દોંગાઇ, છળકપટ વગેરેને જગા નથી. બીજાં અનીતિનાં કર્મ પણ જવલ્લે જ કર્યાં હશે; છતાં હું કહી શકતો નથી કે હું સાધુ પુરૂષ છું. છોકરવાદ અવસ્થામાં, યુવાનીના મદમાં, કાંઈ ભૂલ ચૂક પણ થઇ હશે તે માટે ઈશ્વરની માફી માગું છું.



# પૂરવણી

સ્વર્ગસ્થ પૂજ્ય પિતાશ્રીએ એમની આત્મકથા ઈસ્વી સન ૧૯૨૨ના મે મહિનામાં લખી; એ વખતે પૂજ્ય પિતાશ્રીનો ઘણો ખરો વખત પૌત્રી સાથે જ પસાર થતો. ઇસ્વી સન ૧૯૨૩ ના જુન મહિનામાં મ્હેં બી. એ. ની પરીક્ષા પસાર કરી. જુલાઇ મહિનામાં સોલીસીટર થવાની ઉંચી આશાથી મેં મુંબાઇ પ્રયાણ કર્યું; ત્યારથી પૂ. પિતાજીને એકલવાયું લાગવા માંડયું પરન્તુ મારા મનોરથોને મારવા એમનું દિલ ચાલ્યું નહિ. કદાચ મારા એ પ્રસ્થાન પ્રત્યે એમની સંપૂર્ણ સહાનુભૂતિ નહિ પણ હોય. એમનાથી એકાન્તવાસ સહેવાયો નહિ. મારૂં ગાડું પણ મુંબાઇને ચીલે ચઢી શકયું નહિ. પૂજ્ય પિતાજી મારી વધારે પડતી ચિન્તા કરતા. મેં મૈત્રીના આદર્શ સેવતાં સ્વાસ્થ્યનું બલિદાન આપ્યું. મારી આશાઓ વણસી ગઇ. હું માંદો પડયો.

મૂળથી જ પૂજ્ય પિતાજી મુંબાઇથી ભડકતા; હું માંદો પડયો એટલે તે બેવડા ચિન્તાતુર બની ગયા. એમના મિત્ર રાજવૈદ ભુદરભાઇની કાળજીથી મારો અસાધ્ય રોગ કાબુમાં આવ્યો; પરંતુ એલ. એલ. બી. ના પહેલા વર્ષની પરીક્ષામાં હું બેસી શકયો નહિ. મારી માંદગી દર્મીઆન જાન્યુઆરીની ૨૪ મી તારીખે પૂજ્ય પિતાજી નોકરીમાંથી ફારગ થયા. તેમને શિક્ષકો, ગામ લોકો, વિદ્યાર્થીઓ, છાત્રો વગેરે તરફથી સારામાં સારી વિદાયગિરી દેવામાં આવી. નડિયાદ હાઇસ્કુલના શિક્ષકોએ પણ ખાસ આમંત્રણ આપી પ્રીતિ ભોજનથી સહૃદય વિદાય આપી.

બોર્ડિંગની બાજુમાં જ શાહીબાગમાં અમે એક બંગલો ભાડે રાખ્યો. એપ્રિલમાં મ્હને એક વાર ફરી મુંબઈનો અખતરો અજમાવવા મન થયું. આજસુધી હું મ્હારા મિત્ર ભેગું ચલાવતો. હવે સહકુટુમ્બ સંસારચીલે ચઢ્યો. અમારી ક્ષણિક મુશ્કેલીઓને મ્હોટાં સ્વરૂપ અપાયાં. એક વાર ભડકેલા પિતાજીને તદ્દન ભયભીત કરી દેવામાં આવ્યા. એજ ક્ષણે મ્હારા કાકા મોતીલાલ સેવા કરતાં હૃદય બંધ પડવાથી અણધાર્યા દેવલોક પામ્યા. બેવડા વજ્રપાતે પિતાજી વિહ્વલ બન્યા. પ્રભુની અમીદૃષ્ટિથી જ અમારો સંસારસંબંધ બે વર્ષ લંબાયો. મુંબાઇના વસવાટનું સ્વપ્ન સરી ગયું. અભ્યાસના આદર્શોને તિલાંજલિ આપી. માત્ર પૂ. પિતાજીના વચને જ મ્હેં સાદી અમદાવાદી વકીલાતમાં સાન્ત્વન માન્યું.

કમનસિબે એલ એલ. બી. ના પ્હેલા વર્ષમાં જીવનમાં પ્હેલી જ વાર અભ્યાસમાં બબ્બે નિષ્ફળતા મળી. મ્હારા કરતાં પૂજ્ય પિતાજી વધારે ચિન્તા કરતા. મ્હારા સહૃદયી પરિશ્રમને, મ્હારા વિરલ સાહિત્યસંબંધને, નાહક દોષ દેતા. પણ હું શું કરી શકું તેમ હતો ? અન્તે પ્રથમ પરીક્ષા પસાર કરી હું બીજા વર્ષ માટે પૂના ગયો. એ અરસામાં અમે ઍલીફન્ટ રોડ પર રહેવા ગયા હતા. એ સાનુકુળ હોવાથી પૂ. પિતાજીનો સમય સારી રીતે પસાર થતો. સ્હવાર સાંજ ગાડીમાં ને પછી ચાલતા એમ ફરવા જતા. મ્હારી માંદગી દર્મિઆન સ્વામીશ્રી પ્રકાશાનન્દજીના પ્રસંગમાં આવ્યાથી તેમના ગુરુજી સ્વ. લલ્લુભાઈ ગોવર્ધનદાસના જીવનચરિત્રની ત્રીજી આવૃત્તિ બ્હાર પાડવાનું કામ પૂ. પિતાજીએ ઉપાડ્યું હતું. વળી પાડોશમાં રા. મણિભાઇ અંબેલાલ રહેવા આવ્યાથી પંચદશી

ને ગીતાનું વાચન પણ ચાલુ હતું. બાહ્યપ્રવૃત્તિમાં ને જ્ઞાતિ હિલચાલોમાં રસ લેતા થયા હતા. ખડાયતા છાત્રાલયના માનદ મંત્રી તરીકે કામ કરતાં એમનો ગૃહપતિ તરીકેના લાંબા અનુભવનો પૂરેપૂરો ઉપયોગ કરતા. વૈશ્યસભાની ભોજન સમિતિના પણ ખાસ મંત્રી નીમાયા હતા. અમદાવાદની સ્કાઉટ પ્રવૃત્તિના ત્રિઝોરર હતા.

આમ પોતાના ધારેલા આદર્શોને પ્હોંચી વળવા એ તનતોડ પ્રયાસ આદરી રહ્યા હતા ત્યાં ઇસ્વી સન ૧૯૨૫ ની કારમી નાતાલ આવી ઉભી. મૃત્યુના ભણકારથી કે ગમે તેમ તેમણે અમને સર્વ કુટુમ્બીઓને અમદાવાદ તેડયા. મ્હારા મોહનકાકાને પુત્રપ્રાપ્તિ થઈ હતી. પૌત્ર પ્રિયકાન્ત દાદાજીના દિલને ઉલ્લસિત કરી રહ્યો હતો. બુધવારે સ્હવારે સ્વામી શ્રી પ્રકાશાનન્દજીએ જાણે એમના અન્તકાળની નિકટતા વર્તી ગયા હોય તેમ, લાંબી મુલાકાત લીધી. રાત્રે ત્રિભોવનકાકા ને મ્હારાં ડાહી માસીના પિતાજીની સાથે મળી તેમની સાથે કૌટુમ્બિક પ્રશ્નોના નિકાલ કર્યા. જાણે સંપૂર્ણ પરવારી ગયા હોય તેમ, તદ્દન નિવૃત્ત થઇ, શુક્રવાર તા: ૧ લી જાન્યુઆરી ૧૯૨૬ ને રોજ સાંજે ફરવા ગયા હતા ત્યાં, તેમણે એમને ગમતા ગામબ્હારના એકાન્ત પ્રદેશમાં, અમને બધાંને તદ્દન સારી સ્થિતિમાં મૂકી, અજાણે જ પરલોક પ્રતિ પગલાં માંડયાં. હું એલ એલ. બી. ન થયો: મૂળજીકાકા પાછા ન આવ્યા: એ બે જ ઉણપો એમના સહૃભાગી જીવને સાલી રહી.

પ્રભુ એમના અમર આત્માને શાન્તિ અર્પો!!!

"રમણીક."

૧

અન્તે મ્હને સાસરે વળાવવાનું નક્કી થયું. મ્હને અઢારમું વર્ષ બેઠું હતું; છતાં ય હિન્દુ રિવાજની વિરુદ્ધ હજી મ્હેં ઘર બ્હાર પગ પણ મૂક્યો ન્હોતો. અમારી જ્ઞાતિના તડાકાનો તો પાર ન્હોતો. પરન્તુ મ્હારા પિતાજી શ્રીમંત હતા મ્હારા સસરા ગરીબ હતા. મ્હારા લગ્ન વખતે હું તો છેક બાલક હતી. અમારી જ્ઞાતિના રિવાજ મુજબ લગ્ન પછી મ્હારા સસરાએ મ્હને તેડવા માણસો મોકલ્યાં; પરન્તુ મ્હારા પિતાજીને મ્હારાથી અળગા થવાનું ગમ્યું નહિ.

" જમાઇરાજને પ્રથમ કમાતાં તો શીખવા દો. " તેમણે કહાવ્યું " અત્યારે તેઓ ઇન્દિરાને પાલવી પણ શી રીતે શકશે ? "

મારા પતિ આ પ્રત્યુત્તર પામી ગયા; એમને ઘણું જ લાગી આવ્યું. એમને ખોટું પણ લાગ્યું. એમની ઉમર માત્ર વીસ

જ વર્ષની હતી. અમારા બન્નેના નિર્વાહ પૂરતું કમાતા થઇ જવાના એમણે સોગંદ લીધા; ને દૂર દેશાવર ઉપડી ગયા. હજી રેલ્વેની જોઈએ તેટલી સગવડ ન્હોતી. પ્રવાસ કપરો ને ભયથી ભરપૂર હતો. અનેક અગવડો વેઠી તે મુંબાઇ પહોંચ્યા. એમને કોઇની સહાય ન્હોતી. લક્ષ્મીની તો પ્રથમથી જ અવકૃપા હતી. હતો માત્ર આવતાં સંકટો સ્હામે ઝઝૂમવાનો સ્પષ્ટ નિશ્ચય. એમની દૃઢતા આગળ તમામ વિઘ્નો નિર્મૂલ થવા જ સરજાયલાં હતાં. થોડા જ દિવસોમાં અમે સાંભળ્યું કે એ ધંધે વળગ્યા હતા. અવાર નવાર ઘેર પૈસા પણ મોકલતા થયા. પરન્તુ છ સાત વર્ષ સુધી ન તો ઘેર પાછા વળ્યા કે ન મારી ભાળ કાઢી. થોડા જ દિવસ થયા તે પ્હેલી જ વાર ઘેર આવ્યા હતા. વ્યાપારમાં ઘણા જ પૈસા કમાઇ લાવ્યા હતા, એવી ગપ ઊડી હતી.

મારા સસરાએ પૂજ્ય પિતાજીને લખ્યું કે, “ ઇન્દ્રવદન આપના આશીર્વાદથી પાછા ફર્યા છે. આપના પ્રતાપથી હવે પોતાની પત્નીને પાલવવા સમર્થ થયા છે. ” મને તેડવા માણસો પણ મોકલ્યાં. મને મોકલવાની મારા પિતાજીની ઇચ્છા ન હોય તો ઉત્તર વાળવા વિનંતિ કરી હતી. બીજે સ્થલે જોગવાઇ કરી લે તેમ હતા એવું જણાવવા પણ ચૂકયા ન્હોતા.

શ્રીમંતાઇ એમને તાજેતરમાં જ વરી હતી. નીતરતા અવિવેક પર મારા પિતાજી માત્ર હસ્યા જ. એમનું છિછરાપણું તે કળી ગયા હતા. મારે માટે એક પાલખી મોકલવામાં આવી હતી. એને છેડે જરીનાં ભરત ભર્યા હતા. ઉપર રૂપેરી ચન્દરવો હતો. એના મોભને છેડે સુવર્ણમયૂરો કોરેલા હતા.

એક દાસી પણ મોકલવામાં આવી હતી. એણે રેશમી વસ્ત્રો સજ્યાં હતાં. ગળામાં સુવર્ણમાલા ચમકતી. ચાર પઠાણી ભોઇઓ પાલખી ઉપાડતા.

અમારૂં કુટુંબ પુરાણું ને કુલીન ગણાતું. મારા પિતાજી વ્હેવાઈના દમામથી જરા પણ અંજાયા નહિ. તેમણે માત્ર આછું સ્મિત કર્યું. " ઈંદિરા ! હવે ત્હને અત્રે વધારે રાખી શકાશે નહિ. ત્હારે સાસરે જવું જ જોઇએ. પરન્તુ ત્હારા વૃદ્ધ પિતાને વિસરતી ના. અવાર નવાર આવતી રહેજે. વૈભવ વિલાસથી ગુમાની ન બનીશ. "

આમ હું મારા ભાવિ જીવનના ચીલે ચઢી. મારા સસરાનું વતન વડોદરા. અમે અમદાવાદનાં. એટલે પગ રસ્તે પચાસ સાઠ માઇલની અમારે મુસાફરી કરવાની હતી. હું વ્હેલી ઉઠી. જેવું તેવું ખાઇ લીધું. માર્ગમાં રાતવાસો વેઠ્યા વિના સિદ્ધિ જ ન્હોતી. અર્ધે રસ્તે વાત્રકનાં વાંઘાં આવતાં, એકાદ માઇલ ઝાડી લંબાતી. પ્રદેશ લગભગ નિર્જન હતો. નદીના ધરાની ભયંકરતા વૃક્ષોના જુથને ભૂતાવળનો સ્વાંગ અર્પતી. થોડે દૂર એક તૂટી પડેલી ધર્મશાળા હતી. કોઇક એકલવાયો પ્રવાસી ત્યાં ઘડીક વિરામ કરતો. દૂર દૂર નદીઆદનાં નિશાન ગગડતાં.

લોકો એ માર્ગ વટાવતાં ઘણા જ ડરતા, ચરોતરના બ્હારવટીઆનો ત્રાસ મુલ્ક મશહૂર હતો. મોટા મોટા સંઘોમાં જ પ્રવાસ પ્રારંભાતા વાત્રકનાં વાંઘાં લુટારાનાં અભેદ્ય આશ્રયસ્થાન હતાં. ધર્મશાળાનો રખેવાળ પણ બ્હારવટીઆનો મળતિયો ગણતો. પરન્તુ મને તો કોઇનો ય ભય ન્હોતો. મારી સાથે તો કેટલાંય માણસો હતાં. સોળ પરિજનો, ચાર

પઠાણી ભોઈઓ ને બીજા તો જુદાં. બે હથિયારબંધ ઘોડેસ્વાર પણ હતા. અમે એ સ્થાને પહોંચ્યા ત્યારે બપોર ચઢી ગયા હતા. ભોઈઓ વગેરે પડાવ નાંખવા બબડવા લાગ્યા. નાસ્તા પાણી કર્યા સિવાય તેમના પગ ચાલે તેમ ન્હોતા. પેલા ઘોડેસ્વારોએ એ સ્થાનની અફવાઓ વર્ણવી. આનાકાની કરી. પરન્તુ અન્ય સર્વ આડા થયા. "આટલા બધા છીએ ને શું થવાનું છે? શી બીક છે? બધાં ય ભૂખ્યાં થયાં છીએ થાક પણ લાગ્યો છે." અન્તે પડાવ નાખવાનો નિર્ણય થયો.

નદી કિનારે મારી પાલખી ઉતારવામાં આવી. પાસે જ એક વડનું ઝાડ હતું. જાણે મારા માટે જ શીતલ છાયા પ્રસારી રહ્યું હતું. થોડી વારમાં જ મારા સાથીઓ વેરાઇ ગયા હોય તેમ લાગ્યું. તેમની વાતચીતનો કલરવ દૂરને દૂર જતો ભાસ્યો. એટલે મ્હેં પર્દો સ્હેજ હઠાવ્યો. સરિતાના નિર્મલ જલ પર નજર નાંખવા હિંમત કરી, સો એક ફુટને અંતરે મારા ભોઇઓ ભાથું ખાઈ રહ્યા હતા. સ્હામે નદીના શ્યામ તરંગો ઉછળી રહ્યાં હતાં. સ્હામી બાજુની ટેકરીઓથી કિનારો ઝઝૂમી રહેલો ભાસતો. એ પર વિશાલ વનવૃક્ષો ખીચોખીચ ઉગી નીકળેલાં હતાં. દૂર દૂર ચરતી ગાયો કે અન્ય જનાવરોનો અણસારો આછેરો સંભળાતો જલમાં જલચરો ક્રીડા કરી રહ્યાં હતાં. પવનની મંદ મંદ લહરીઓ પાણીનાં તરંગો ઉછાળી સૂર્ય કિરણોથી ચમકાવી રહી હતી, કોઇ કોઇ સ્થાને જામેલી વનસ્પતિ ડોલી રહેતી. મારા હથિયારબંધ રક્ષકો અત્યારે નદીમાં ન્હાવા પડયા હતા. એમની ક્રીડાથી ઉડતાં જલશીકરો મધ્યાનના સૂર્યકિરણોમાં હીરાકણીશાં ઝળકતાં, પાલખી ઉઠાવનાર ભોઈઓ સિવાય અન્ય પરિજનો પણ શીતલ

સ્નાનની મોજ માણવામાં પ્રવૃત્ત થયા હતા. મારી પાસે માત્ર બે અસહાય અબળાઓ જ હતી. એક મારી દાસી ને બીજી મને તેડવા આવેલી તે. આથી મને જરા ઉચાટ થવા લાગ્યો. મારૂં રક્ષણ કરનાર મારી સમીપ કોઇ ન્હોતું. એ સ્થાન માટે મ્હેં અનેક ગપાટા સાંભળ્યા હતા. ધીમે ધીમે મારામાં ભય સંચાર થવા લાગ્યો પણ હું શું કરૂં? મારા માણસોને પાસે બોલાવવા પણ મારી જીભ ન ઉપડી.

એ જ ક્ષણે પાલખીની બીજી બાજુએ કાંઇ અવાજ થયો. વૃક્ષ પરથી કોઇ ભારે વજન તૂટી પડયું હોય તેમ મને લાગ્યું. મ્હેં પડદો બાજુએ સંકેલ્યો. ભયમિશ્રિત આતૂરતાએ બ્હાર ડોકિયું કર્યું. મ્હારી સ્હામે જ એક ઉંચો ને કાળો મેંશ આદમી ઉભો હતો. નજર નાખી ન નાંખી ત્યાં તો મ્હારી ઉપર આવેલી ડાળીઓમાંથી એક પછી એક અનેક આદમીઓ કુદી પડયા. એમાંના ચાર જણે તો મ્હારી પાલખી ઉપાડી હૂં બોલું ન બોલું ત્યાં તો બધાયે એકધારૂં દોડવા માંડયું.

જલવિહાર કરનાર રક્ષકોમાંથી કોઇની નજર મારી પાલખી તરફ વળી. એવામાં મારા પઠાણી રક્ષકોએ પણ બૂમ પાડી, "જુઓ! જુઓ! કોણ છે?" બૂમો પાડતા જ તેઓ બ્હાર નીકળ્યા. મારી પાછળ દોડયા ત્યારે જ મને સ્હમજાયું કે હું બ્હારવટીયાના હાથમાં ફસાઈ હતી. મહિલાની મૃદુતા એવા ભયંકર પ્રસંગે કેમ પાલવે? મારી પાલખીનો બીજો પડદો પણ મ્હેં ખેંચી કાઢયો. મારા માણસો બૂમાબૂમ કરતા દોડી રહ્યા હતા. મને ઘડી ભર મારા છૂટકારાની આશા જણાઈ પરંતુ પલકમાં જ તે નિરાશામાં પલટાઇ જેમ જેમ પાલખી આગળ તણાતી ગઈ તેમ તેમ ડાળીએ ડાળીએથી

બ્હારવટીઆઓ તૂટી પડતા ગયા. એ બાજુની ઝાડી પણ અતિશય ગાઢી હતી. પાલખી ઉચકનારાઓએ ભર જંગલમાં જ ઝંપલાવ્યું. જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ તેમના બલમાં વધારો થતો જ ગયો. નવા લુટારૂઓના હાથમાં તો વળી કડીઆળી ડાંગો દષ્ટિગોચર થતી, કેટલાક પાસે તો ધારીયાં હતાં.

આવું ગજબ ટોળું જોઈ મ્હારા માણસો પાછા પડવા લાગ્યા. મ્હારા મનમાં નિરાશા છવાઈ ગઇ. મ્હેં વિચાર્યું "પાલખીમાંથી કુદી પડું?" પરન્તુ મ્હને ઉચકનાર ઘણા ઉતાવળા દોડતા હતા. પાલખીમાંથી કુદી પડવામાં પણ પૂરેપૂરૂં જોખમ હતું. એવામાં મ્હારા દિલની દશા કળી ગયો હોય તેમ એક બહારવટીઆએ પોતાની ડાંગ ઉગામી. મ્હને દમ દીધો, "બ્હાર કુદવા પ્રયત્ન કર્યો તો માથું જ ભાગી નાંખીશ." હું તો મ્હારે સ્થાને ઠરી જ ગઇ.

મ્હારા માણસોમાંથી એક જ મ્હારી પાલખી સમીપ આવી શકયો. તેણે પાલખીનો હાથો પકડયો. પરન્તુ એક ક્ષણમાં જ એક લુટારૂની ડાંગ તેના માથા પર ઉતરી આવી. બીજી જ પળે તે બેભાન થઈ ઢળી પડયો. એને ફરી ઉઠતો મ્હેં જોયો જ નહિ. કદાચ એ ઉભો થવા જ નહિ પામ્યો હોય.

આ જોઈ મ્હારા બીજા માણસો લુટારૂની પૂંઠ પકડતા અટકી ગયા. મ્હને ઉચકી જનાર હવે નિરાંતે ભાગી શકયા. મોડી રાત પછી પણ એમણે દોડવાનું જારી રાખ્યું. અન્તે પાલખી નીચે ઉતારવામાં આવી. મ્હેં ચોમેર નજર નાંખી. ફરતું ચોતરફ ગાઢ અરણ્ય હતું. ચારે દિશામાં ગાઢ અન્ધકાર છવાઈ વળ્યો હતો. એક લુટારૂએ મશાલ સળગાવી. મ્હને મારી

નાંખવાની બીક બતાવી. મ્હારી તમામ ચીજ ઉતારી આપવાનો હુકમ થયો. મ્હેં મ્હારાં બધાંય ઘરેણાં ઉતારી આપ્યાં. મ્હને એક ચીથરેહાલ વસ્ત્રયુગલ આપવામાં આવ્યું. એટલે મ્હારો મુલ્યવાન સુન્દર પોશાક પણ મ્હારે ઉતારી આપવો પડયો. પછી તેમણે પાલખીના કકડે કકડા કરી નાંખ્યા. ચાંદીનું નકસી કામ પણ તમામ ઉતારી લેવામાં આવ્યું. તમામ લાકડાં એકઠાં કરી સળગાવી મૂકવામાં આવ્યાં. એમના કરપીણ કૃત્યનું નામનિશાન પણ રહેવા દીધું નહિ. પૂરા પરવારી રહ્યા બાદ તેમણે જવાની તૈયારી કરી. મૃત્યુની મૂર્તિ સમા મહાવનના ઘોર અન્ધારામાં, મનુષ્યસંચારથી દૂર દૂર, જંગલી જનાવરોની દયા પર મ્હને છોડી, તેઓએ જવા માંડયું. હું ત્રાસથી બૂમ પાડી ઉઠી, "મ્હને ત્હમારી સાથે લઇ જાઓ. ઓ ભલા આદમી! હું ત્હમારે પગે પડું છું." મ્હારી દશા તદ્દન વિચિત્ર થઈ હતી. એવા દુષ્ટ મનુષ્યોની છાંયે પણ આશ્રય લીધા વિના મ્હારે છૂટકો ન્હોતો.

એમાંના એક વૃદ્ધ પુરુષને મ્હારી દયા આવી જણાઈ. તેણે મ્હને મમતાથી કહ્યું, "બ્હેન! ત્હારા જેવી સુન્દર યુવતીને સાથે રાખી અમે શું કરીએ? અમારૂં આજનું કાર્ય જોતજોતામાં જાહેર થઈ જશે. ત્હને અમારી પડખે રાખીએ તો અમે જરૂર સપડાઇ જઇએ."

વચમાં જ એક યુવાને ટહૂકો કર્યો, "આવી મોહક મહિલા માટે હું જેલમાં જવા પણ તૈયાર છું. એને મૂકીને જવા આપણું દિલ તો જરા ય ચાલતું નથી." એ ઉપરાંત એ તો ઘણુંય બકી ગયો. પરન્તુ એ અહીં ટપકાવતાં હું તો લજવાઇ મરૂં છું. મ્હારાથી એવું લખાય પણ કેમ? પેલો

વૃદ્ધ ટોળીનો નાયક હોય તેમ જણાયું. એણે પેલા યુવાનને તતડાવી કાઢ્યો. દંડો ઉગામી તે બોલ્યો, " ચુપ, મૂર્ખા! ફરી બોલ્યો તો માથું જ ભાગી નાંખીશ. આપણને એવા લ્હેકા ન પાલવે." એમ બોલતાં બોલતાં જ તે પોતાના સાથીદારો સાથે અદૃશ્ય થઈ ગયો. એમનો અણસારો સંભળાયો ત્યાં સુધી હું ભાનમાં રહી હોઇશ, જરાક શાન્તિ પ્રસરતાં જ હું એ નિરવ અરણ્યમાં મૂર્છા ખાઇ ઢળી પડી.

૨

મ્હને લાગે છે કે હું ઉંઘી ગઇ હોઇશ. જ્યારે હું ભાનમાં આવી ત્યારે પંખીઓ કિલકિલાટ કરી રહ્યાં હતાં. વનવૃક્ષનાં ગાઢાં પલ્લવોમાંથી અરુણનો આછેરો પ્રકાશ મ્હને આહ્લાદી રહ્યો હતો. હું ઉભી થઇ. કોઇ ગામડું શોધી કાઢવા મ્હારા દિલમાં પ્રેરણા થઈ. મ્હેં ચાલવા માંડયું. થોડી વાર પછી એક ન્હાના ગામ આગળ હું આવી ચઢી. મ્હને જે જે મનુષ્યો મળ્યાં તે સર્વને મ્હેં મ્હારા પિતાના ને સસરાના ગામની વાટ પૂછી. પરન્તુ એવાં નામ તેમણે જીવનભરમાં કદી પણ સાંભળ્યાં જ ન હોય તેમ તેઓ મ્હારા સામું આભા બની જોઈ રહેતા. થોડી જ વારમાં મ્હને સમજાયું કે હું વસ્તી કરતાં જંગલમાં વધારે સલામત હતી. કોઇ દિવસ હું ઘરની બહાર નીકળી ન્હોતી. મરદો સાથે બોલવા જતાં જ મ્હને નવનેજા થતા. પ્રયત્ન કરી બોલવા જતી ત્યાં એમના નયનના ભયંકર ચમકારથી ત્રાસી ચુપ થઇ જતી. તેઓ મ્હારી મજાક કરતા. અપમાનભરી માગણીઓ કરતા. એવાં પ્રાણીઓને પૂછવા કરતાં મરવું બહેતર. સ્ત્રીઓ તો મ્હારા પ્રશ્નોનો ઉત્તર જ દઈ શકતી નહિ. એમનાં મૂર્ખ મુખ મંડલો મ્હને કોઇ વિચિત્ર પ્રાણી કલ્પતાં હોય એવો અભિનય

કરતાં. માત્ર એક વૃદ્ધાએ મ્હને કહ્યું: "બેટા! તું કોણ છે? રાજમાર્ગ પર ત્હારા જેવી કુલીન કાન્તાને આમ ભટકવું છાજે? ત્હારી કુમાશ ને સૌંદર્ય શા શા ત્રાસ વરસાવશે? ચાલ, બ્હેન! ચાલ. મ્હારી સાથે."

એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના હું તેની પાછળ પાછળ ગઈ. હું અધમુઇ થઇ ગઈ હતી. એણે મ્હને થોડું ખાવાનું આપ્યું. અમદાવાદ વિષે એણે સાંભળ્યું હતું. મ્હને ઘેર પ્હોંચાડનારને સારો બદલો મળશે એમ મ્હેં તેને જણાવ્યું. પરન્તુ ઘર ને કુટુમ્બકબીલાને છોડી તે પરગામ કેવી રીતે જઇ શકે? એવા જડભરત જેવા જવાબથી હું નિરુત્તર બની ગઈ. છેવટે એણે જણાવેલા માર્ગે હું ફરી ઉપડી. સન્ધ્યાકાળ સુધી મ્હેં ચાલ્યાં કર્યું. હું દુઃખથી કંટાળતી ગઇ. મ્હને વધારે ને વધારે થાક લાગતો ગયો. માર્ગમાં કોઇ વટેમાર્ગુ મળતા. અમદાવાદ કેટલું દૂર હશે એ વિષે હું પરપુછ કરતી પરન્તુ તેઓ આભા બની થંભી જતા. કોઇ હું કયાંથી આવી હતી એ પૂછતા. મ્હેં પેલી વૃદ્ધાના ગામનું નામ દીધું. હું મ્હારા ધ્યેયથી દૂર ને દૂર જતી હતી એમ ઉત્તર મળ્યો. અમદાવાદ તો હજી બે દિવસની વાટે રહ્યું.

ભય ને નિરાશાથી હું વિહ્વલ બની ગઇ. પેલો વટેમાર્ગુ કયાં જતો હતો તેની મ્હેં તપાસ કરી. પાસે આવેલા ખેડા ગામ તરફ એ જતો હતો. શું કરવું તેની મ્હને ગમ ન પડી. હું તેની પાછળ પાછળ ચાલી. અમે ગામમાં પ્હોંચ્યાં. મ્હારે કોને ઘેર જવું હતું તે જાણવા તે માણસે પ્રયત્ન કર્યો. મ્હેં જણાવ્યું કે હું તદ્દન અજાણી હતી; કોઇને ય ઓળખતી ન્હોતી. કોઈ ઝાડ નીચે પડી રહી રાત્રિ ગાળવાનો મ્હેં નિશ્ચય કર્યો હતો એમ મ્હેં જાહેર કર્યું.

"ત્હમે શી ન્યાત છો ?" તેણે પૂછ્યું.

"બ્રાહ્મણ" મ્હેં ઉત્તર દીધો.

"હું પણ બ્રાહ્મણ છું" તે બોલ્યો. "ત્હમને હરકત ન હોય તો મ્હારી સાથે ચાલો. ત્હમારો પોશાક ચીથરેહાલ બની ગયો છે. છતાં પણ હું કહી શકું છું કે ત્હમે કોઇ સારા ઘરનાં છો. હલકા વર્ણમાં ત્હમારા જેવું માણસ ભાગ્યે જ મળે."

આહ સૌંદર્ય ! મ્હારી સુન્દરતાની ચાલુ વાતોથી હું કંટાળી ગઇ હતી. પરન્તુ એ બ્રાહ્મણ વૃદ્ધ હતો. વંદનીય દેખાતો હતો. હું એની સાથે થઇ.

એ બ્રાહ્મણને ઘેર મ્હેં રાત ગાળી. બે દિવસના ભય ને ગભરાટ પછી હું શાન્તિથી ઉંઘ લઇ શકી. તેથી જરા સ્વસ્થ થઇ. સ્હવારે હું ઉઠી ત્યારે મ્હારાં તમામ અંગો કળતાં હોય એમ લાગ્યું. મ્હારા પગે સોજા ચઢી ગયા હતા. બેસવાની પણ પૂરી તાકાત ન્હોતી.

નિર્માલ્ય હાલત હોવાથી એ બ્રાહ્મણને ઘેર જ રહેવાની મ્હને ફરજ પડી. એ તથા એની માયાળુ પત્ની મારી દયા ખાતાં પરંતુ અમદાવાદ પહોંચવાનો એક પણ ઉપાય મ્હને જડયો નહિ. કોઇ પણ સ્ત્રી એ રસ્તાની ભોમીયણ ન્હોતી. મારી સાથે આવવાને પણ કોઈ તૈયાર થાય તેમ ન્હોતું. મરદો તો ઘણા ય મળી આવે પરંતુ મરદોને છાંયે ચઢતાં મ્હને ભય લાગતો. વળી પેલા વૃદ્ધ બ્રાહ્મણ પણ મ્હને એમ કોઇને આશરે છોડે તેમ ન્હોતા એક વાર તેમણે પોતાનો અભિપ્રાય જણાવ્યો હતો "આ બધા હલકા મનુષ્યો છે. એમનો વિશ્વાસ ન કરીશ. એમના મનમાં શું હશે એ મારાથી કહ્યું જતું નથી. એક કુલીન બ્રાહ્મણ થઇ એવાઓની સાથે હું ત્હને જવા પણ દઇ શકું નહિ." મ્હેં પણ અન્તે તેમ કરવાનું માંડી વાળ્યું.

એક દિવસ મ્હેં સાંભળ્યું કે કૃષ્ણુલાલ નામે એક શ્રીમંત તેમના કુટુમ્બ સાથે મુંબાઇ જનાર હતા. મ્હને લાગ્યું કે મ્હારા છુટકારાની પળ આવી. મ્હારા તેમ જ મ્હારા શ્વસુરના ઘરથી મુંબઈ દૂર હતું એ વાત ખરી; પરંતુ મારો એક દૂરનો સગો મુંબાઈમાં નોકરી કરતો હતો એની મને ખબર હતી. મ્હને લાગ્યું કે એક વાર હું મુંબાઇ પહોંચીશ એટલે મારા એ સંબંધીને શોધી કાઢતાં વાર નહિ લાગે; પછી મ્હારે ઘેર પિતાજીને સંદેશો તો મોકલાવી શકીશ જ.

તેથી મારા આશ્રયદાતાને મ્હેં એ વાત જણાવી એ પણ મ્હારી વાતમાં સંમત થયા. "કૃષ્ણુલાલ!" એમણે કહ્યું, "એમને તો હું ઘણી જ સારી રીતે પિછાનું છું. હું જાતે જ ત્હને એમની પાસે લઈશ. એ ઘણા જ સારા ચારિત્ર્યવાળા ને વયોવૃદ્ધ પુરુષ છે. હું ત્હારી ખાસ ભલામણ કરીશ."

મ્હને કૃષ્ણુલાલભાઇને ઘેર લઇ જવામાં આવી. મ્હારા આશ્રયદાતાએ મ્હારી ઓળખાણ આપી "ઇંદિરા કુલિન કુટુમ્બનું ફરજંદ છે" તેમણે કૃષ્ણુલાલને કહ્યું. "એક કમભાગ્ય પ્રસંગે એ આમ ભૂલી પડી છે. તમે આ અનાથ યુવતીને માત્ર મુંબાઈ લઇ જશો. એ એનો રસ્તો શોધી લેશે." કૃષ્ણુલાલ કેટલીક વાટાઘાટ પછી કબુલ થયા એમના સ્ત્રી મંડળમાં મ્હને સ્થાન મળ્યું બીજે જ દિવસે અમે બધા મુંબાઈ જવા ઉપડયાં. થોડોક પગરસ્તો કાપી અમે વહાણુમાં બેઠાં. નાવ મુંબાઈ તરફ હંકારાયું.

થોડા દિવસોમાં જ અમે મુંબાઇ પહોંચ્યા. કૃષ્ણુલાલભાઇ વેપાર અર્થે જ મુંબાઇ આવ્યા હતા. મ્હારો સંબંધી ક્યાં રહેતો હતો તે વિષે તેમણે એક દિવસ મ્હને પૂછ્યું. મ્હને તો કશી ય

ખબર ન્હોતી. એમનું સરનામું પણ સ્મરણમાં ન્હોતું. મને કશી ગમ ન્હોતી. મારી સાદાઇમાં મ્હેં વિચાર્યું હતું કે અમદાવાદ પેઠે મુંબાઇ પણ મોટું ગામડું હશે. ગામના આગેવાન મનુષ્યોને બધા ય ઓળખતા હશે. પેલા સંબંધીનું માત્ર નામ લેવાથી જ મ્હને તેનું ઠેકાણું કોઇ પણ વ્યક્તિ બતાવશે એમ મ્હેં ધાર્યું હતું

પરન્તુ મુંબાઇ ! પત્થરના મકાનનો અનન્ત સિંધુ ! એ અકલિત સૃષ્ટિમાં મારા સંબંધીને ક્યાં શોધવો ? હું કશો ય ઉપાય વિચારી શકી નહિ. કૃષ્ણલાલભાઈએ ઘણી જ ઉદારતા દાખવી મારે માટે તપાસ કરવા માંડી. પરંતુ મુંબાઇ જેવા ગામમાં એક સાદા ગામડિયાને નામ માત્રથી કોણ ઓળખે ?

મુંબાઈનું કામ પત્યા પછી કૃષ્ણલાલભાઇને તો આગળ જવા વિચાર હતો; ને પછીથી તે બારોબાર ઘર તરફ પાછા વળનાર હતા. મારે શું કરવું ? હું રડી પડી.

મારા એ માયાળુ મિત્રે મને આશ્વાસન દીધું " જુઓ વ્હેન ! રામરાયભાઇ કરીને મારા એક મિત્ર છે. તે આપણી પાડોશમાં જ રહે છે. ગઇ કાલે તેઓ મને મળ્યા હતા. એમને એક રસોઇ કરનાર બાઇની ખાસ જરૂર છે. આપણા દેશમાં પણ કેટલીક બાઈઓ વખાની મારી રસોઇનું કામ કરે છે. કોઈની શોધ કરવા એમણે મ્હને વિનંતિ કરી છે. મ્હેં પણ તપાસ કરવા વચન આપ્યું છે. હું ત્હમને કહું છું કે ત્હમારે આ તક ન ગુમાવવી. ત્હમારા માટે મ્હને તો બીજો કોઇ જ માર્ગ સુઝતો નથી. મ્હારે પણ ત્હમને સ્પષ્ટ જણાવી દેવું જોઇએ કે હું તમને મ્હારી સાથે લઇ જઇ શકું એવી સ્થિતિમાં નથી. તેમ છતાં ય તમે મ્હારી સાથે આવો તો અત્યારે છો તેથી વધારે સારી સ્થિતિમાં મુકાવ એવો સંભવ નથી. ત્હમે અહીં રહેશો તો કોઈ દિવસ પણ ત્હમારા સગાનો પત્તો મેળવી શકશો "

કૃષ્ણુલાલભાઇ જે કહે તે કબુલ રાખ્યા સિવાય મ્હારો ક્યાં છૂટકો હતો? પરંતુ મ્હારા સૌંદર્યથી નિપજતી મ્હારી પીડાનો મ્હને વિચાર આવ્યો. હું તો દરેક પુરુષને મારો શત્રુ સ્હમજતી થઇ ગઇ હતી. એટલે મ્હે સ્વાભાવિક જ પ્રશ્ન કર્યો, "રામરાયભાઇની ઉમર કેટલી હશે?"

"મારા જેટલી"

"એમનાં પત્ની જીવે છે?" મ્હેં બીજો પ્રશ્ન કરવાની ધૃષ્ટતા કરી.

"એમને બે પત્નીઓ છે!"

"એમના કુટુમ્બમાં બીજા મરદો છે?" મારી પ્રશ્ન પરંપરા આગળ વધી. કૃષ્ણુલાલભાઇએ જવાબ વાળ્યા કે બીજી સ્રીથી એમને દશેક વર્ષનો પુત્ર હતો. એક અન્ધ ભત્રિજો પણ હતો. એવી પરિસ્થિતિમાં ના પાડવાનું કોઇ પણ કારણ મ્હને જડી શક્યું નહિ. બીજે જ દિવસે કૃષ્ણુલાલભાઇએ મ્હને રામરાયભાઇને ત્યાં મોકલી દીધી. એમના ઘરમાં હું રસોઇ કરવા રહી. મારા લલાટે એવું લખાયું હશે! મ્હારે રસોઈ કરી દહાડા કાઢવા પડશે એનો સ્વપ્ને પણ કોને ખ્યાલ હતો!

## ૩

રામરાયભાઇને ઘેર પ્હેલો જ વિચાર મ્હારા પગારમાંથી ઘેર જવા જેટલું બચાવવાનો થયો. પરન્તુ અમદાવાદ કેમ જવું એ સલાહ આપનાર કોઇ મળ્યું નહિ. આખો જન્મારો હું ઘરમાં ગોંધાઈ રહી હતી. અમદાવાદ કયી દીશામાં આવ્યું તેની પણ મ્હને ખબર ન્હોતી. મ્હારે જોઈતી માહિતી કોણ આપે? આખું વર્ષ પસાર થઈ ગયું. એવામાં એકાએક મ્હારા અંધકારભર્યા

માર્ગમાં એક પ્રકાશકિરણુ ઝળકયું. વર્ષો ઋતુનાં વાદળોમાં વીજળી ઝબુકતાં મ્હારો સારો ગ્રહ નજરે ચઢયો.

એક દિવસ રામરાયભાઇએ મ્હને પાસે બોલાવી કહ્યું "આજે આપણે ત્યાં એક ખાસ મહેમાન જમવા આવનાર છે. "તે મ્હારા ખાસ સ્નેહી છે. મ્હોટા શરાફ છે. બહુ કામના માણસ છે. જોજે, રસોઇમાં કહેવાપણું ન રહેવું જોઇએ."

મ્હારાથી બનતું મ્હેં કર્યું. મહારે જ પીરસવું એમ રામરાય-ભાઇની આજ્ઞા હતી. બન્ને સાથે જ જમવા બેસવાના હતા.

બધી યે વાનીઓ પીરસી થાળ મૂકયા કે તેઓ આવ્યા. તુરત જ હું ગરમાગરમ ભજીયાં પીરસવા ગઇ. મ્હેં આડું ઓઢેલું તો હતું જ. પરન્તુ સ્ત્રીઓ ઘુમટામાં ય કયે દિવસે સખણી રહે છે? મ્હારા શેઠના મહેમાનને મ્હેં બરાબર જોઇ લીધા.

એમની ઉંમર ત્રીશેક વર્ષની હશે. એમનું મુખમંડળ સુન્દર હતું. એમની આકૃતિ મને ગમી. કોઇ પણ સ્ત્રી અંજાય એવા તે મોહક હતા. ભજીયાં પીરસતાં પીરસતાં પણ મ્હેં એમના તરફ બીજી નજર નાંખી લીધી. એટલામાં એમણે ઉંચું જોયું. મ્હારી નજર એમના ઉપર ઠરી હતી એ તે કળી ગયા અંધારઘેરી રજનીમાં જ્વાલાની જ્યોત પણ વધારે ચમકે ઢાંકેલાં નયનો પણ એવાં જ એ પણ આકર્ષાયા હોય એવું મને લાગ્યું. આછેરૂં સ્મીત એમના અધરદ્વય પર ફરકી રહ્યું. હું એકલી જ એ જોઇ શકી. ગભરાટમાં બધાં ય ભજીયાં એમના થાળમાં નાંખી હું અન્દર દોડી ગઇ.

હું અર્ધી શરમાઇ અર્ધી હરખાઇ લજ્જા કરતાં આનન્દનું પ્રમાણ વધારે હતું. મ્હને એવી રીતે આહ્લાદનાર એ પ્રથમ જ

સ્મીત હતું. મ્હારા સામું જોઇ એવી રીતે પ્હેલાં કોઇ પણ હસ્યું ન્હોતું. એ હાસ્યની સરખામણીમાં મ્હને બીજા મરદોનાં હાસ્ય ઝેર જેવાં લાગ્યાં.

મ્હને આમ લખતી જોઇ સહુ કોઈ ચીઢાય—સહુ કોઇ મ્હને બેશરમ ગણે. પ્રેમમાં પડવાની રીત હું પારખી શકતી નથી એમ માને. ખરેખર ! હું પ્રેમપાશે બન્ધાઇ ચૂકી હતી. હું પરણેલી હતી. છતાં ય મ્હારૂં જીવન એક વિધવાના જીવન જેવું જ વ્યતીત થયું હતું. મ્હારા પતિને મ્હેં એક જ વાર અમારી લગ્નવેદી આગળ જોયા હતા. એ વેળાએ હું તો માત્ર દશ જ વર્ષની હતી. મ્હારી યુવાનીની બધીએ કામનાઓ વણફાલી વેડફાઈ ગઈ હતી. એવા ઉંડા જલમાં કાંકરો નાખવામાં આવે તો પાણી ખૂબ જ ઊંચે ઉડે એમાં શી નવાઈ?

પરન્તુ આમ કહેવાથી કાંઇ મ્હારૂં કલંક ધોવાઈ જતું નથી, ગમે તે કારણ હોય—કશું ય કારણ ન હોય—છતાં ય પાપ તે પાપ જ છે. માત્ર કારણો રજુ કરવાથી પાપથી પરવારી જવાતું નથી. પરન્તુ મ્હારા જીવન ભરમાં આ પ્હેલું જ પાપ હતું.—એવી જાતનું તો છેલ્લું જ હતું.

રસોડામાં આવતાં જ મ્હારા મનમાં વિચાર સ્ફુર્યો. “ એમને મ્હેં પ્હેલાં કંઇક જોયા છે. ” મ્હારી શંકા નીવારવા હું ફરીથી ત્યાં ગઈ. મ્હેં ફરીથી છૂપી નજરે જોયું. ધારીને જોયું. મ્હને સમજાયું.

એ જ ક્ષણે રામરાયભાઇએ શાક મગાવ્યું. શાક તો ઘણું ય બનાવ્યાં હતાં. પરન્તુ આ વેળા એમાંનું એક નવિન જ મિશ્રણ લઇ હું અન્દર ગઇ. મ્હારા એ મીજબાન પણ મ્હારી પ્રથમ દષ્ટિ ન્હોતા વિસરી ગયા એ મ્હને તુરત જ

પરખાયું. એમણે રામરાયભાઇને કહ્યું " આજે રસોઇ સરસ થઇ છે. "

રામરાયભાઇ એ વચનનો મર્મ ઉકેલી શકે તેમ ન્હોતું. તેઓ માત્ર હકાર જ ભણ્યા, " ઠીક રાંધે છે. "

પરન્તુ હું તો સ્હમજી. એક ચાલાક પીરસનાર યુવાન કલ્પનાને કેવી નચાવે છે તેની પ્રતીતિ કરાવવા નિશ્ચય કર્યો.

" એક બે શાક તો " મહેમાને આગળ ચલાવ્યું, " અમારી બાજુએ કરે છે એવી રીતે બનાવ્યાં છે. "

" તે જ "—મ્હેં ફરી વિચાર્યું. સત્ય વસ્તુસ્થિતિ પણ એવી જ હતી. એક બે શાક મ્હેં અમદાવાદી રીતે વધાર્યાં હતાં. " હશે " રામરાયે ટુંકામાં જ પતાવ્યું, " આ બાઇ આ બાજુની નથી. "

મહેમાને આ તક સાંધી. બરાબર નજર બાંધી મ્હને પૂછ્યું " ત્હમે કયા ગામના ? "

કહું કે ન કહું—હું વિચારમાં પડી. અન્તે મ્હેં જાહેર થવાનો નિશ્ચય કર્યો.

તુરત જ મ્હને બીજો વિચાર આવ્યો. મ્હારે એમને સાચુ કહેવું કે જુઠું ? મ્હેં જુઠું કહેવાનો જ નિર્ણય કર્યો. હું એવા નિર્ણય પર કેમ આવી એ તો મહિલાનાં મન કપટી કે કપટકળાનાં શોખીન બનાવનારને ખબર. જરૂર પડશે તો ગમે તે વખતે સત્ય જાહેર કરાશે એમ મ્હને લાગ્યું. એ પળે તો અસત્ય બોલવામાં જ મ્હને સાર જણાયો. " નડિયાદનાં "— મ્હેં ઉત્તર દીધો.

એ જરાક ચમકયા. થોડીવાર થંભ્યા. પછી ધીમે સાદે બબડયા—" નડિયાદ ! બ્હારવટીયાનું ધામ ! "

"જી"—એ ઉત્તર લખતાં અત્યારે પણ હું શરમાઉ છું.

તે એક શબ્દ પણ બોલ્યા નહિ.

એ બધો ય વખત હું થાળી ઝાલીને ઉભી જ રહી હતી. મરદો સ્હામે એમ ઉભા રહેવું અસભ્ય ગણાય એ વાત જ હું ભૂલી ગઇ. એ પણ ખાવામાં ઢીલા પડયા. રામરાયભાઇએ એથી ટકોર કરી—"ઇન્દ્રવદન! થાળી કેમ ખાલી નથી થતી?"—

હું પણ એટલું જ સાંભળવાની વાટ જોઇ રહી હતી. "ઈન્દ્રવદન!" એ નામ તો પ્હેલાં પણ સાંભળ્યું હતું. મ્હને ઘડીભર એમ જ થયું કે જાણે એજ મ્હારા પતિ.

હું રસોડામાં પેસી ગઇ. થાળી પછાડી આનન્દમાં ઉન્મત્ત બની ગઇ. બ્હારથી રામરાયભાઈની બૂમ સંભળાઇ "એ શું પડયું?"

હું ઝબકી "એ તો જરા થાળી સરકી ગઈ"

"હવે મ્હારે શું કરવું?" થાળી પછાડતાં જ મ્હને વિચાર આવ્યો. "મ્હારા હૈયાના હારને મ્હારી સમક્ષ રજુ કરવાનું વિધિને રુચ્યું તો નારીસુલભ નમ્રતામાં મ્હારે એ તક એળે ન જ જવા દેવી જોઇએ." પલકમાં જ મ્હેં નિર્ણય કરી લીધો. ઇચ્છા ન હોય તો પણ મ્હને જોયા વિના દિવાનખાનામાં જઇ જ ન શકે એવા સ્થાને જઇ હું ઉભી રહી. મ્હેં ઘડીભર વિચાર્યું, મ્હને ફરી જોવાની તજવીજ ન કરે તો એ મરદ જ નહિ." ઘુમટો દૂર કરી તદ્દન ઉઘાડા વદને હું ઉભી. દિલમાં તો કંઇ કંઇ થઇ ગયું.

પ્રથમ રામરાયભાઇ પસાર થયા. આજુબાજુ શું બનતું હતું એ તરફ એમનું તો લક્ષ જ ન્હોતું. એમનું ધ્યાન ન

ખેંચાય માટે હું જરા છૂપાઇ પણ ખરી. પછી આવ્યા શ્રીમાન ઇન્દ્રવદન. ચોમેર કંઇક શોધ કરી રહ્યા હતા. મ્હારૂં દિલ ધડકી રહ્યું. અન્તે એમની નજર મ્હારા પર ઠરી. એમના દિલનો મર્મ તો હું કયારની યે કળી ગઈ હતી. અમારી નજર મળી ત્યાં તો—હું શું કહું? મુઝાઈ જાઉં છું. જેમ ડંખ મારતા પ્હેલાં ફણીધર પોતાની ફણા ફુલાવે છે તેમ નારીનાં નયનો પણ—મ્હારી દૃષ્ટિમાં છલોછલ ઝેર કેમ ન ભરૂં? એ મ્હારા પતિ જ હતા. પછી એમ કરવામાં દોષ પણ શો? સાચ્ચું કહું? મ્હારા નયનબાણથી એ વિહ્વલ જ બની ગયા.

રામરાયભાઇને ત્યાં હીરા નામની એક દાસી પણ હતી. અમે એક બીજા સાથે હળી ગયાં હતાં. રોજનાં સાથી એટલે દિલ મળ્યા વિના રહે જ નહિ. એને મ્હેં બોલાવી "હીરુ! પેલા મહેમાન આવ્યા છે ને!—એ રહેવાના છે કે જવાના? જરા ખબર કાઢી લાવ તો. મ્હોટી કૃપા થશે. મ્હારી બ્હેન નહિ?" હીરા હસી પડી "વાહરે મ્હારી બાઈ! આપને પણ માયા લાગી કે?" મ્હારાથી પણ હસી જવાયું." એ પણ જગજૂની વાત. વારાફરતી વારો. હવે ભાષણ મારવું બન્ધ કરી ત્હારાથી કામ બનશે કે કેમ એ જણાવને. પાછળથી સ્હમજાશે કે કશુંય અણઘટતું નથી થતું." "ઠીક-મ્હારી બાઇ!" તે બોલી, "ત્હમે છો એટલે શું કરૂં? બીજાને માટે તો એક ડગલું પણ ન ભરૂં." "ગરિબ બિચારી હીરા! એનું ધર્મસંભાષણ એટલેથી જ કપાઇ ગયું." તે ગઇ. મ્હને તો એમ લાગ્યું કે એને ગયે જુગના જુગ વીતી ગયા. જલવિહોણી માછલીની પેઠે હું તરફડી રહી. એવામાં તે આવી. મર્યાદા મૂકી તે હસી પડી. "આપણા મીજમાનને જરા ઠીક નથી

એટલે જરા આડા થવાની ઇચ્છા છે. શેઠે એમના કાજે પથારી કરવાની આજ્ઞા કરી છે."

"ઠીક થયું." મ્હારાથી બોલાઇ જવાયું "પણ–અપોરે તો એ જનાર જ હશે." મ્હારાથી પૂછતાં પૂછાઇ ગયું.

"ના બ્હેન ! ના." હીરાએ લ્હેકો કર્યો. "હું અન્દર ગઈ ત્યારે રામરાય શેઠ સાથે એ જ વાટાઘાટ થતી હતી. ધંધાના કાંઈ હિસાબ ઉકેલવાના હોવાથી તે આજની રાત અહીં જ ગાળવાના છે."

"હિસાબ કરતાં તે વળી એવડી વાર થાય ?" મ્હને શંકા થઇ.

"ચોપડા જ દુકાને પડયા છેને." હીરાએ મ્હારૂં સમાધાન કર્યું, "સાંજે શેઠ માણસ મોકલી ચોપડા મંગાવી લેશે. રાત્રે નિરાંતે હિસાબ થશે."

આ સાંભળી હું ખુશી તો થઇ જ. છતાંય હિસાબ કરવાની વાત મ્હને તો કેવળ બ્હાનારૂપ જ લાગી. મ્હેં તો એમને પિછાની લીધા હતા એટલે એ રોકાય તેમ ઇચ્છું એમાં કશું જ ખોટું ન કહેવાય. પરન્તુ એ તો મ્હને ઓળખી જ શકયા ન્હોતા. હું પરણી ત્યારે કદાચ એમણે મ્હને જોઇ હશે. એમનામાં બહુ ફેર ન્હોતો પડયો. પરન્તુ હું તો દશ વર્ષની બાલિકા મટી વીસેક વર્ષની નવયૌવના બની રહી હતી. મ્હારામાં સ્વાભાવિક જ આસમાન જમીનનો ફેર પડે. એટલે મ્હને પરસ્ત્રી ગણતા હોવા છતાં ય મ્હારા આકર્ષણથી જ એ રોકાય એ જરા ય ઠીક ન ગણાય. મ્હારૂં દિલ ડંખી રહ્યું. ગમે તેમ પણ એ મ્હારા પતિ હતા. હું તેમની પત્ની હતી. મ્હારાથી એવા વિચારો થાય જ કેમ ? પરાણે એ કલ્પનાઓ મ્હેં હાંકી કાઢી. જ્યારે

એ મ્હને મ્હારા થઇ મળશે ત્યારે એમની એ મલીન વાસનાઓ હું નિર્મૂલ કરીશ એવો મ્હેં મન સાથે નિશ્ચય કર્યો.

૪

રાત્રિ પડી. સઘળું નિરવ થઈ ગયું. સમય થતાં સહુ નિદ્રાધીન થયાં. મોડી મધ્યરાત્રે હું ઉઠી. પરોણાના શયન-મન્દિરને પંથે વળી. મ્હારા પતિ એકલા જ ત્યાં સુતા હશે એવી મ્હારી ખાત્રી હતી. મ્હારૂં તમામ આત્મબળ એકઠું કરી મ્હેં સાહસ ખેડયું.

યૌવનને આંગણે ચઢયા પછી મ્હારા પતિ સાથે આ પ્હેલી જ મુલાકાત હતી. ગર્વ ને લજ્જાના મ્હારા દિલમાં થતા વિચિત્ર મિશ્રણની શી વાત કરૂં? આમ હું બોલકણી તો ઘણીયે છું. પરન્તુ એમને પ્રથમ સંબોધવા મ્હારી જીભ જ ઉપડી નહિ. મ્હારાથી નહિ જ બોલાય એમ ઘડીભર મ્હને લાગ્યું. મ્હારાં અંગેઅંગ કમ્પી ઉઠયાં. મ્હારા હૃદયનો થડકાર પણ સંભળાવા લાગ્યો. મ્હારી જીભ સુકાઈ ગઈ. મ્હોં સીવાઇ ગયું એટલે રુદન સિવાય બૈરાંની જાતને અન્ય શું સુઝે?

પરન્તુ એ મૂર્ખ મ્હારાં અશ્રુને ઓળખી શકયા નહિ. એ બોલ્યા–"પણ રડે છે શું કરવા? મ્હેં કયાં ત્હને બોલાવી હતી? ત્હારી જાતે જ તું અહીં આવી ને વળી પાછી રડે છે?"

આ ક્રૂર વચનો મ્હારૂં હૃદય વીંધી આરપાર નીકળી ગયાં. મ્હને એમણે બેશરમ લલના ધારી? શું હું એમની કૃપા યાચવા નીકળી હતી? મ્હારાં આંસુ ફરી ઉભરાયાં. એક ક્ષણભર બધો ય ભરમ ફોડી નાંખવા વિચાર થઇ આવ્યો. એમનો તુચ્છકાર મ્હારાથી ન ખમાયો. પરન્તુ જરા વિચાર કરતાં મ્હને જણાયું કે જો હું તેમને સત્ય વાર્તા જણાવીશ તો એ માનશે જ નહિ

રાખે. મ્હારૂં વતન મ્હેં નડિયાદ જણાવ્યું હતું. એમની પત્નીના ગુમ થયાની હકીકત મ્હેં સાંભળી હશે એમ તે ધારી લેશે. પૈસા ખાતર એમની પત્ની બનવા હું તૈયાર થઇ છું એમ તે માનશે. કદાચ એવો વહેમ ભરાઇ જાય તો દૂર થવો મુશ્કેલ થઇ પડે. ખરી વાતની ખાત્રી પણ હું એમને શી રીતે આપી શકું ? મ્હેં નિઃશ્વાસ મૂકયો. અશ્રુ લોહી નાંખ્યાં. એમને વાતે વાળવા પ્રયત્ન કર્યો. આડાંઅવળાં ગપ્પાં હાંકયા પછી તે બોલ્યા—

" ત્હમે નડિયાદનાં છો એ જાણી હું ઘણો જ અજબ થયો. એવા ભયંકર સ્થાનમાંથી ત્હમારા જેવી જાજરમાન કુમળી કળી ઉત્પન્ન થઈ શકે એવું મ્હારી કલ્પનામાં પણ ન આવે. હજી પણ એ મ્હારાથી મનાતું નથી, એવા ત્રાસભર્યો સ્થલમાં આવી મોહક લલના રહી જ કેમ શકે ? "

આ શબ્દોથી મ્હારા સ્ત્રીચરિત્રને ચાવી મળી.

" એક ગરિબ દાસીને આમ ચીઢવવાથી આપને શો ફાયદો ? " મ્હેં શરૂઆત કરી. " અમારા દેશમાં તો ત્હમારાં પત્નીની સુન્દરતાનાં વખાણ થતાં હતાં. પછી એમની કાંઇ ભાળ મળી ? "

" ના " તે ઠંડે અવાજે બોલ્યા. ત્હમને ઘર છોડયે કેટલાં વર્ષ થયાં ? "

" ત્હમારી પત્ની ગુમ થયાં એ અરસામાં જ હું આ તરફ નીકળી આવી હતી. પરન્તુ આપ તો ફરીથી અવશ્ય લગ્ન-બન્ધનમાં પડયા જ હશો. "

" ના "

મ્હેં છૂટકારાનો દમ ખેંચ્યો.

એ ફરી ન્હોતા પરણ્યા એ જાણી હું ઘણી જ ખુશી થઈ. "ત્હમારા જેવા મ્હોટા લોકોને ફરી પરણતાં વાર શી ?" મ્હેં આગળ ચલાવ્યું "પરન્તુ પ્રથમ પત્ની ફરી સાંપડે તો પૂરી પંચાત થાય."

એ ભલા આદમી સ્પૃહાહીન હાસ્ય હસ્યા "એમાં વળી પંચાત શી ?" એમણે સ્હામો પ્રશ્ન કર્યો. એ પાછી આવે તો એને પેસવા જ ન દઉંને. એવીને ઘરમાં રાખીએ તો કેટલું ખરાબ દેખાય ? આટલા દિવસોમાં એની નાતજાતનું યે ઠેકાણું નહિ રહ્યું હોય."

વજ્રપાત થયો. પલકવારમાં મ્હારી આશાઓના કિલ્લા તૂટી પડયા. મ્હેં ખરી ઓળખાણ આપી હોત તો એમણે પત્નીપદે ન જ સ્થાપી હોત. પરન્તુ એવાં ક્રૂર વચને હૈયાનાં હીર શાને વેડફી નાંખવાં ?

છતાંય મ્હેં હિંમત એકઠી કરી પૂછયે જ રાખ્યું. "પણ કદાચ એને મળો તો ?"

"એની સાથે જરાય સંબંધ ન રાખું" તે નિશ્ચયાત્મક અવાજે બોલી રહ્યા હતા.

હૃદયહીન પત્થર ! હું તો જમીન સાથે જડાઇ ગઈ. મ્હને અંધારાં આવ્યાં. નિરાશા ને તિરસ્કારથી હું ધુંધવાઇ ઉઠી.

મ્હારા પતિરાજના પલંગની પડખે બેસી હું મનમાં બબડી– "કાં તો ત્હમે મ્હારો સ્વીકાર કરશો–કાં તો પુનિત આર્ય વિધવાની પેઠે હું પ્રાણ પાડીશ."

## ૫

મ્હેં મ્હારા વદન પરથી ચિન્તાને ઉરાડી મૂકી. મ્હારી સ્મિતભરી નજરથી તેની ઉડતી કલ્પનાને મ્હેં આકર્ષી હતી એ હું બરાબર સમજી ગઈ હતી. "ગેંડો પોતાનું જબરદસ્ત શીંગડું

વાપરે" મ્હેં વિચાર્યું, "હસ્તિ દંતુશળ ચલાવે, વાઘ પંઝા પ્રસારે, તો ગરિબ પ્રમદા પોતાનાં નિર્માલ્ય વસ્ત્રો કેમ ન વાપરે? "ઓ નાથ!" મ્હેં નિર્ણય કર્યો, "વિધિએ આપેલાં હથિયાર હું પણ વાપરીશ. પરન્તુ ત્હમારા ને મ્હારા સુખ માટે જ."

એમની બાજુએથી હું ઉઠી. દૂર જઇ બેઠી. આનન્દથી વાતે વળગી. તેઓ મ્હારી પાસે આવ્યા. "જુઓ" હું બોલી. "તમે ભૂલ ખાધી છે તે મ્હને હવે જ સમજાયું. ત્હમે મ્હને ન જ પિછાની શક્યા." બોલતાં બોલતાં મ્હેં હસ્યાજ કર્યું. ચાલાકીથી મ્હારો અંબોડો પણ મ્હેં છોડી નાંખ્યો. વળી વાત કરતાં અંબોડો વાળવા માંડયો.

"ત્હમે મ્હને ઓળખી શક્યા જ નથી." હું ફરી બોલી, "હું કાંઈ રસ્તે જનાર નથી. આપણા દેશની વાત જાણવા જ હું તો આવી હતી. આપણા દેશના માણસને મળ્યે આજ કેટલાં યે વર્ષ થયાં."

મ્હારાં વચન એમના માન્યામાં આવ્યાં જ નહિ. એ તો ઉઠીને મ્હારી નજીક આવ્યા. મ્હારી અડોઅડ બેઠા. હું માત્ર હસી ને વળી બોલી "મ્હારૂં કહ્યું નથી માનતા તો હું તો આ ચાલી. લ્યો આવજો."

હું ઉઠી. મ્હને જતી જોઇ એ બિચારા નિરાશ બની ગયા. એમણે મ્હારો હાથ પકડયો. મ્હેં ક્રોધથી એને તરછોડી નાંખ્યો. છતાંય હું હસી—મ્હેં હસ્યા જ કર્યું.

"ત્હમે બહુ જ ખરાબ છો" મ્હેં વળી બૂમ પાડી. "મ્હને અડકશો નહિ. હું કાંઇ ખરાબ સ્ત્રી નથી."

વળી હું દૃઢ પગલે દ્વાર તરફ ચાલી. મ્હારા પતિએ—મ્હને કહેતાં પણ શરમ આવે છે—મ્હને પરાણે અટકાવી.

"મ્હારા પર દયા કર" તેમણે આજીજી કરી. "દયા કર દેવી! અહીંથી ન જઇશ. ત્હારા સૌંદર્યથી હું ઘેલો બન્યો છું. આવી મોહકતા મ્હેં ક્યાંય ન્હોતી જોઇ.

હું પાછી વળી—બેઠી તો નહિ જ.

"વાહ રે મહાશય!" મ્હેં ખૂલાસો કરવા માંડ્યો. "ત્હમે ખરો લાગ સાધ્યો છે. મ્હારે ત્હમને કહેવું જ પડશે કે ત્હમે મ્હને ગમો છો. ત્હમને ના પાડતાં મ્હને શું ને શું થઈ જાય છે. પણ હું શું કરૂં? સ્ત્રીનું શીઅળ એજ એનું સર્વસ્વ. જીવનભરનો પશ્ચાતાપ ને શરમ વ્હોરૂં ત્યારે હું એક દિવસનો આનન્દ પામું? ના...ના...મ્હને જવા જ દો."

"હું સોગંદ લઉં છું" તે બોલ્યા "આખા જીવનભર તું મ્હારી હૃદયેશ્વરી રહીશ. એકજ દિવસના આનન્દની વાત કેમ કરે છે?"

હું હસી. "એવાં વચનોમાં મ્હને વિશ્વાસ નથી." એમ કહી હું જવા લાગી. બારણાની લગોલગ ગઈ. એ સંયમ ન રાખી શક્યા. મ્હને પાય લાગી એમણે મ્હને વારી.

એમની એવી દશા જોઈ મ્હને દુઃખ થયું. "ચાલો, આપણે ત્હમારે ઘેર જઇએ." મ્હેં એમને લલચાવ્યા. "આપણે અહીં જ રહીએ તો કાલે ત્હમે મ્હારો ત્યાગ કરી જરૂર જતા રહો."

એ તો તૈયારજ હતા. હમણાંના જ એ થાણા આવેલા હતા. ધંધાર્થે ત્યાં જ રોકાનાર હતા. સંકેત કરી અમે થાણા ઉપડી ગયાં. એમના તાબામાં બે ખંડ હતા. એક ખંડમાં મ્હેં પ્રવેશ કર્યો. એ આવે તે પ્હેલાં જ દ્વાર બંધ કરી આગળો દીધો. એ બિચારા બ્હાર જ રહ્યા.

અન્દર આવવા એમણે ઘણી ઘણી દયામણી વિનંતિઓ કરી. હું હસી. "હવે હું ત્હમારી સેવા ઉઠાવવા તૈયાર થઇ છું. પરન્તુ ત્હમારો મોહ ટકી રહે છે કે ઉડી જાય છે એનું મ્હને પારખું જોવા દો. કાલે ત્હમારામાં હું કશો ય ફેર નહિ જોઉં તો વળી આગળ વાત કરીશું. હમણાં તો જાઓ."

મ્હેં બારણું ઉઘાડવાની ના જ પાડી એટલે તે નિરાશ થઈ ત્યાંથી બીજે ગયા. હું આશા રાખું છું કે એ ઉંધ્યા જ હશે. સ્હવારે મોડાં મોડાં મેં દ્વાર ઉઘાડયાં. મ્હેં જોયું કે તે નમ્ર બની મ્હારી વાટ જોઇ રહ્યા હતા. એમનો હાથ મ્હેં મ્હારા હાથમાં લીધો.

"મ્હારા નાથ !" હું બોલી "મ્હને રામરાયભાઈ પાસે પાછી મોકલો કે એક અઠવાડિયા સુધી મ્હારી પાસે ન આવવાનું વચન આપો. ત્હમારી ધીરજની એમ કસોટી થવા દો.

મ્હારા પતિએ કોઈ પણ કસોટીએ કસાવા કબુલ કર્યું.

૬

પુરૂષોનાં દિલ જીતી લેવાં—એ હૃદયને ઉત્તેજીત કરવા જેટલાં સાધનો વિધાતાએ સ્ત્રીજાતિમાં ભર્યાં છે એ તમામનો ઊપયોગ એ કસોટીના ગાળા દર્મીઆન મ્હેં મ્હારા પતિ ઉપર કર્યો. સ્ત્રીચરિત્રની શી વાત કરૂં ? અમે સ્ત્રીઓ આ કપરા સંસારમાં કાંટા સમાન છીએ. મરદો કરતાં મહિલાઓથી આ સૃષ્ટિને વધારે ખમવું પડયું છે એમ ઇતિહાસકાર કહેશે. સદ્ભાગ્યે સ્ત્રીજાત પોતાની પ્રલયશક્તિથી અજાણ છે. નહિ તો સૃષ્ટિમાં સ્થલે સ્થલે કયારનોય દાવાનલ પ્રકટાવી મૂકયો હોત.

કસોટીના ગાળામાં હું ઘણોખરો સમય મ્હારા પતિની સાથે જ ગાળતી. એમની સાથે માયાભરી વાતચીત કરતી.

નકામાં ગપ્પાં ન મરાય તેની ખાસ સંભાળ રાખતી. સ્મિત હાસ્ય ને નયનબાણુ અમ–અબળાનાં શસ્ત્રો છે. પ્હેલે દિવસ હું કલ્યાગરી ને માયાળુ બની. બીજે દિવસે પ્રસરતી પ્રીતની પ્રતિતિઓ વ્યક્ત થવા દીધી. ત્રીજે દિવસે ઘરનું તમામ કામ-કાજ સંભાળી લીધું. ખાવા પીવામાં એમને દરેક પ્રકારની સગવડ મળે તેની સંભાળ રાખી. એમને વધારે ને વધારે રાહત રહે એવાં કાર્યો પ્રત્યે હું બેદરકાર ન રહી. હાથે જ રાંધતી. છોડીયાં પણ હાથે જ પાડતી. એક દિવસ હું રડી પડી. મ્હારા રુદનનું કારણ જણાવવા મ્હેં સાફ ના પાડી; છતાંય એમને એટલી તો સમજણ પડવા દીધી કે કસોટી પૂરી થતાં એમનો મોહ જરૂર ઉતરી જશેઃ મ્હારાથી એ કંટાળશેઃ મ્હારો ત્યાગ કરશે. એક દિવસ એમને જરા ઠીક ન્હોતું. હું આખી રાત જાગી. એમની પાસે બેસી રહી. એમની દરેક ઇચ્છા પૂરી; છતાં ય હું અળગી રહી. આવી ક્રુરતા માટે મ્હને વખોડશો નહિ. મ્હારી વ્હાલામાં વ્હાલી ચીજના શપથ લઇ કહું છું કે એમાં જરાય કપટ કે દેખાવ ન્હોતો. હું એમને ખરા હૃદયથી ચ્હાતી બની ગઇ હતી. એ પણ મ્હારા પ્રેમમાં ઘેલા બન્યા હતા. એથી તો હું વધારે પરવશ બનતી ગઇ. અઠવાડીયું પતી ગયા પછી એમણે મ્હને મારીને હાંકી કાઢવા ધારી હોત તો પણ હું ન જાત.

છતાંય એમને બાળી રહેલા વિરહાનલમાં હું નવીન બળતણ ઉમેરતી જ ગઇ. મ્હારી પડખે રહેવા એમણે પોતાની પ્રવૃત્તિઓ ધીમે ધીમે વિસારી મૂકવા માંડી. હું ઘરકામમાં રોકાતી ત્યારે એ બાળક પેઠે મ્હારી પાછળ પાછળ ભમતા. એમના અન્તરમાં ઉછળતી ઉર્મિ હું એમને પગલે પગલે પારખી શકતી. છતાંય નજીવી સંજ્ઞામાં જ એ સંયમ પાળતા. એવી

પણ પળ આવી ઉભી કે કસોટી પૂરી થતાં હું તેમનો ત્યાગ ન કરૂં એ માટે તે કરગરવા લાગ્યા. મ્હને પણ લાગ્યું કે હું એમને એટલી બધી પ્રિય થઈ પડી હતી કે હું એમનો ત્યાગ કરૂં તો એ જરૂર આત્મઘાત કરે.

કસોટીને છેલ્લે દિવસે હું વળી ફરી રડી. વળી એમને વધારે નાંણી જોવા કહ્યું "વ્હાલા ! ત્હમારી સાથે ભાગી આવવામાં મ્હેં ભૂલ ખાધી. ત્હમને અણુઘટતું દુઃખ ને શ્રમ આપ્યાં. કસોટી કરવાનું કાર્ય પણ ઘણું જ ખરાબ ગણાય. મનુષ્યના મોહને કોણ કળી શકયું છે ? આટલા દિવસો ત્હમે મ્હને અપ્રતીમ સ્નેહથી ચાહી છે. પરન્તુ આઠ મહિના પછી ત્હમે મ્હને ચ્હાશો કે કેમ એ તમે પણ કહી શકશો ? કદાચ ત્હમે મ્હારો ત્યાગ કરો તો મ્હારી શી દશા થાય ?"

તેઓ હસતા હસતા ઉભા થયા. "ત્હને જો એટલી જ ચિન્તા હોય" તે બોલ્યા "તો એનું એક પલકમાં જ નિવારણ કરીશ. એવી બાબતોનો અન્તિમ નિર્ણય તો મ્હેં કયારનો ય કરી નાખ્યો છે. હું ઘટતી વ્યવસ્થા કરૂં છું. સમજી !"

એવું જ કંઇક કહે એવો લાગ હું શોધી રહી હતી. એમણે જાતે જ એ વાત છેડી એથી હું ઘણી જ રાજી થઇ.

"છટ" મ્હેં રાડ રાખી. "હું કાંઇ પૈસાની સગી નથી. ત્હમે મ્હારો ત્યાગ કરો પછી પૈસાને પછાડવા ? માત્ર નિર્વાહનો જ સવાલ હોય તો સ્ત્રીઓ ભીખ માગીને પણ જીવી શકે છે. ત્હમારા વિના હું જીવીને ય શું કરૂં ? વ્હાલા ! ત્હમે મ્હારો જીવનભર ત્યાગ ન કરો એની જ મ્હારે ખાત્રી જોઇએ છીએ; ને તે પણ આજે જ—આપણા વાયદાનો આજે જ છેલ્લો દિવસ છે."

" બોલ, ત્હારે માટે હું શું કરૂં ? " તેમણે પૂછ્યું. " ત્હારી જેમ ઇચ્છા હોય તેમ કરવા હું તૈયાર છું. "

" હું તો બાઇ માણસ " મ્હેં જવાબ દીધો, " હું ત્હમને શું કહું ? ત્હમે ત્હમારી જાતે જ વિચારોને ? "

પછી મ્હેં વાત બદલી. ધીમે ધીમે એક મનુષ્યે પોતાની પ્રિયાને બક્ષિસખત લખી આપ્યું હતું એવી વાત પણ જોડી કાઢી કહી સંભળાવી. મ્હારી બધી યે તરખટનું એ જ રહસ્ય હતું.

તુરત જ ગાડી મગાવી તે બ્હાર ગયા. આખા અઠવાડિયામાં પ્હેલી જ વાર મ્હારાથી દૂર થયા. થોડી જ વારમાં તે પાછા ફર્યા. એ ક્યાં ગયા હતા તે મ્હને જણાવ્યું નહિ. હું પૂછી પણ શકી નહિ. બપોરે વળી તે ફરા બ્હાર ગયા. તે પાછા ફર્યા ત્યારે તેનના હાથમાં એક પાકીટ હતું.

" લે " તે આવતાં વેંત જ બોલ્યા " મ્હારી તમામ મિલકત ત્હારે નામે ચઢાવી દીધી છે. આ તેનો દસ્તાવેજ. હું વકીલને ત્યાં જ ગયો હતો. હવે હું ત્હારો ત્યાગ કરૂં તો મ્હારે ભીખ માગવા રઝળવું પડે. "

મ્હારા નયનનાં નીર ઉભરાયાં. મ્હારા પતિ મ્હને આટલું બધું ચ્હાતા હતા ! એમના ચરણસ્પર્શ કર્યા. " આજથી હું આપની દાસી છું. કસોટી આપ તરી ઉતર્યા છો. "

હવે જ હું મ્હારૂં મન મનાવી શકું કે જે ચન્દ્ર માટે હું રડતી હતી તે મ્હારી હથેળીમાં જ વિરાજી રહ્યો હતો. હવે એ મ્હારો કેવી રીતે ત્યાગ કરશે ? મ્હને પત્ની તરીકે સ્વીકારવા એમણે સાફ ના ન્હોતી પાડી ? પણ હવે જે કાર્ય માટે મ્હારે આ બધી જાળ બિછાવવી પડી હતી તે સફળ થયું હતું. હવે હું એમની ખરી પત્ની છું એમ જાહેર કરૂં ને એ મ્હારો ત્યાગ

કરે તો એમને તમામ દોલત ને આબરૂ પણ ગુમાવવી જ પડે.

મ્હારા પિતાજીએ મ્હારૂં નામ ઇન્દુ પાડયું હતું પરન્તુ મ્હારી બા તો મ્હને કુમુદિની યા લીલી કહીને જ બોલાવતી. મ્હારા શ્વસુરગૃહમાં તો બધાં મ્હને ઇન્દુ તરીકે જ પિછાનતાં. પરન્તુ મ્હારે ઘેર લગભગ બધાં જ મ્હને લીલીને નામે ઓળખતાં. રામરાયભાઇને મ્હેં મ્હારૂં નામ લીલી જણાવ્યું હતું. મ્હને બધાં ઇન્દુ કહેતાં એ હું લગભગ ભૂલી પણ ગઈ હતી. મ્હારા પતિ પણ મ્હને અત્યારે લીલી નામે જ ઓળખતા. પેલા દસ્તાવેજમાં પણ લીલી નામ જ દાખલ કરવામાં આવ્યું હતું.

અમે વળી પાછાં મુંબાઇ આવ્યાં. થોડાક સુખી દિવસો ત્યાં વીતાવ્યા. એ બધો સમય મ્હેં મ્હારી ખરી ઓળખાણ આપી જ નહિ. કોઈ દિવસ અમદાવાદ જઈશું ત્યારે એ વાત જાહેર કરીશ એમ મ્હેં મન મનાવ્યું. કેટલી યે આડી અવળી રીતે મ્હેં મ્હારા પતિ પાસેથી ઘરની તમામ માહિતી મેળવી લીધી. મ્હારાં બધાંય કુટુમ્બીજનો લીલા લ્હેર કરતાં હતાં. એમને મળવા મ્હારૂં દિલ તલસી રહ્યું.

એક દિવસ મ્હેં મ્હારા પતિને કહ્યું "મ્હારૂં મન નડિયાદ જવા તલસી રહ્યું છે. મ્હારાં માના પિતાને મળવા મ્હારૂં દિલ અધીરૂં થયું છે. મ્હને થોડા દિવસ ઘેર મોકલવાની વ્યવસ્થા ન કરો ?"

એમની તો દેશમાં જવાની જરાય ઇચ્છા ન્હોતી. પરન્તુ મ્હારા વિના એ એક પળ પણ શી રીતે કાઢી શકે ?

વળી મ્હારો પડતો બોલ ઉપાડી લેવા એ એટલા બધા ટેવાઇ ગયા હતા કે આ વેળા મ્હને સાફ ના પણ પાડી શક્યા નહિ. "નડિયાદ જઇ પાછા વળતાં સહેજ પંદર દિવસ નીકળી

જાય" એમણે કહ્યું "એટલા બધા દિવસોમાં તો હું ઝૂરી મરૂં, ચાલ, હું પણ ત્હારી સાથે જ આવીશ."

એ સાંભળી હું તાળી પાડી બોલી ઉઠી "મ્હારી પણ એ જ ઇચ્છા હતી, પરન્તુ નડિયાદમાં ત્હમે ઉતરશો ક્યાં?"

"ત્હારે ઘેર કેટલા દિવસ રહેવું છે એ કહે ને?" તેમણે ઉલટો પ્રશ્ન કર્યો.

"જો ત્હમારાથી હું જુદી પડું" મ્હેં કહ્યું "તો મ્હારાથી પાંચ દિવસથી વધારે રહેવાય જ નહિ."

"તો એ પાંચ દિવસમાં હું મ્હારે ઘેર જઈ આવીશ." તે બોલ્યા, "પણ યાદ રાખજે. પાંચમે દિવસે હું જાતે આવીને ત્હને ખેંચી જઇશ."

ઉપરની યોજના નક્કી થઇ. થોડા દિવસોમાં અમે સઘળું આટોપી લીધું. મ્હને નડિયાદની ભાગોળે મૂકી મ્હારા પતિ પોતાને ગામ પાછા વળ્યા.

એ નજરથી દૂર થયા કે તુરત જ મ્હેં મ્હારા ગાડીવાળાને કહ્યું "જોને ભાઇ! મ્હારે પ્રથમ તો અમદાવાદ જવું છે. પાછાં વળતાં નડિયાદ રોકાઈશ; માટે એ તરફ હંકાર. ત્હને સારૂં મહેનતાણું અપાવીશ, હોં!"

એ લોકો મ્હને અમદાવાદ લઇ આવ્યા. મ્હારા સાથીદારોને ભાગોળની ધર્મશાળામાં રોકાવાનું કહી હું ચાલતી જ ઘર તરફ નીકળી પડી. અન્તે મ્હારૂં ઘર દેખાયું. એક ખૂણામાં લપાઇ મ્હેં થોડુંક રડી લીધું. મહામહેનતે મ્હારા જીવમાં જીવ આવ્યો. કેટલીયે મુશ્કેલીએ ઘરમાં પ્રવેશ કરવાની મ્હારામાં હિંમત આવી. પ્રથમ જ મ્હારા પિતાજી સ્હામા મળ્યા. કેટલાંય વર્ષોથી ગુમ થયેલી તનયાને આમ એકાએક જોઇ એ

તો ગળગળા થઇ ગયા. મધુરા એ મીલનની શી વાત કરૂં ?

હું ક્યાં ક્યાં રઝળી હતી ? શાં શાં વીતક વેઠયાં હતાં. મ્હેં એ વાત જ છેડવા ન દીધી. મ્હારા પિતાજીએ એવો આગ્રહ પણુ કર્યો. પરન્તુ પછી કહીશ એમ વાયદો દઇ વાત ઉડાવી.

બીજે જ દિવસે મ્હારા પિતાજીએ મ્હારા શ્વસુરને તાકીદના કાસદ મારફત પત્ર પાઠવ્યો. વળી તેને મોઢેથી સૂચના આપી કે "જમાઇ ઘેર ન હોય તો એ જ્યાં હોય ત્યાંથી ભાળ કાઢી આ પત્ર એમને હાથોહાથ આપજો.

હું પાછી આવી હતી એ વાત કોઇને પણ ન જણાવવા મ્હેં મ્હારાં માતુશ્રીને વિનંતિ કરી. "હું આટલા બધા દિવસ ઘર બ્હાર રહી તેથી કદાચ એ મ્હને સ્વીકારવા તૈયાર ન પણુ હોય " મ્હેં ખૂલાસો કર્યો " કદાચ એ અત્રે આવે પણુ નહિ. માટે ગમે તે બીજું બ્હાનું કાઢી એમને અહીં બોલાવજો. એમના અહીં આવ્યા પછી બાકીનું બધું ય હું સાચવી લઈશ. એમની બધી ય શંકાઓનું હું નિવારણુ કરીશ."

મ્હારી બાએ મ્હારી ઇચ્છા મ્હારા પિતાજીને પણુ જણાવી દીધી. એમણે મ્હારૂં કહેવું માન્ય રાખી પેલા પત્રમાં ઉમેર્યું કે "મ્હારૂં વસિયતનામું કરવા માગું છું. ત્હમે મ્હારા જમાઇ છો. મ્હારા પ્રિય હોઇ મ્હારા શુભેચ્છક છો. મ્હારી મીલકતની વ્યવસ્થામાં ત્હમારી સલાહની ખાસ જરૂર છે. માટે આ પત્ર પહોંચતાં વિના વિલંબે આ તરફ અવશ્ય નીકળી આવશો."

તદનુસાર મ્હારા પતિ તુરત જ આવ્યા. મ્હારા પિતાજીએ તમામ સત્ય બીના જણાવી. થોડીક ક્ષણુ તો મ્હારા પતિ

વિચાર શ્રેણીમાં ડૂબી ગયા. "આપને માટે મ્હને ઘણું માન છે" તે બોલ્યા "આપે મ્હને ખોટું બ્હાનું કાઢી મ્હને અહીં બોલાવી મંગાવ્યો છે. છતાં ય આપના દર્શનથી મ્હને ઘણો જ આનન્દ થયો છે. પરન્તુ ત્હમારાં પુત્રી આજ કેટલા ય વર્ષોથી ગુમ થયાં હતાં. એમને ક્યાં ક્યાં રઝળવું પડયું હશે ? કેવા કેવા પ્રકારનાં જીવન વેઠયાં હશે ? કોઇને ય એની માહિતી નથી. હું ઘણો જ દિલગીર છું. હવે હું એમનો સ્વીકાર કરી શકું તેમ નથી."

મ્હારા પિતાજીને તો આથી ઘણું જ માઠું લાગ્યું. એમણે નિરાશ દિલે મ્હારા માતુશ્રીને તમામ હકીકત જણાવી. એટલે મ્હને પણ એ વાત મળી. મ્હેં મ્હારી સખીઓ દ્વારા મ્હારાં વડીલોને જરા પણ ચિન્તા ન કરવા કહાવ્યું. "એમને મ્હારી પાસે અન્દરના ખંડમાં મોકલો. એમને તો હું જ પહોંચી વળીશ."

પરન્તુ એ જક્કી માણસે અન્દર આવવાની સાફ ના જ પાડી.

"એને હું મ્હારે આંગણે પણ ચડવા દેવા માગતો નથી." તેમણે ઉત્તર દીધો "પછી તેને મળવાનું પણ શું પ્રયોજન ?" પરન્તુ મ્હારી માતાના રુદનથી તે પીગળ્યા. મ્હારી સખીઓની મજાકથી શરમાયા. અન્તે અન્દરના ભાગમાં નાસ્તો લેવા કબુલ થયા.

વિરામભુવનમાં એ વિચારમૂઢ બની પડયા હતા. બધાં ય પોતપોતાનાં કામમાં ગુંથાયા હતા. એમની પાસે કોઇ જ ન્હોતું. નાસ્તો આવ્યો. એ નીચું જોઇ આરોગવા મંડયા. એવામાં હું ધીમેથી અન્દર આવી ગઇ. એમની પાછળ જઇ એમની આંખો દાબી દીધી.

તે હસ્યા "ત્હને ન ઓળખતો હોઉં ત્યારે ને ? કામિની ?" તે બોલ્યા "ત્હારા તોફાની ચાળા હજીયે ન ગયા, નહિ ?

મ્હારી નાની બ્હેન બધાં કામિની કહેતાં.

"પણ કામિની છે જ ક્યાં ?"

મ્હારો સ્વર સાંભળતાં જ તે ચમક્યા—"કોણ ?" તે અસ્પષ્ટ બબડ્યા "લીલી ?"—

હું પ્રત્યક્ષ થઇ.

"કેમ મહેરબાન !" મ્હેં જડતી લેવી શરુ કરી "એ તો હું ઇન્દુ. હરરાયની આત્મજા. આપની સહચરી લીલીના શા સમાચાર છે ?"

એ તો દિગ્મૂઢ બની ગયા. છતાંય મ્હને જોઇ તે આનન્દ પામ્યા હતા એ મ્હારાથી અજાણ્યું ન રહ્યું.

"આ શું ? લીલી ! આવી તે મજાક હોય ?" તેમની પ્રશ્ન પરંપરા શરુ થઇ. "તું અહીં આવી જ કેવી રીતે ?"

"આપ જ મૂકી ગયા હતા ને ?" મ્હેં ઉત્તર દીધો "લીલી તો મ્હારૂં બીજું નામ. ખરૂં નામ તો ઇન્દુ જ. આટલા દિવસ આપ ઓળખી પણ ન શક્યા એ કેવું વિચિત્ર ? ત્હમને તો રામરાયભાઇને ત્યાં જ મ્હેં પિછાની લીધા હતા. નહિ તો આટલી છૂટ લેવા દઉં ખરી કે ? સ્વામીનાથ ! આપની પત્નીમાં વિશ્વાસ તો છે જ ને ?"

ઘડીભર તેઓ કશું જ બોલી શક્યા નહિ.

"પણ મ્હને ઠગ્યો શું કરવા ?"—તે કંટાળીને બોલ્યા.

જવાબ રહેલો જ હતો "પ્હેલે દિવસે જ મ્હને જોઇ ત્હમે કહ્યું હતું કે ત્હમારાં પત્ની પાછાં આવે તો ત્હમે એમનો કદાપિ સ્વીકાર કરો નહિ. એમ ન કહ્યું હોત તો કદાચ મ્હેં મ્હારી ઓળખાણ ક્ય્હારની આપી હોત."

એમનો પેલો દસ્તાવેજ મ્હારી પાસે જ હતો. પ્હેલી રાત્રે જ મ્હેં નિશ્ચય કર્યો હતો કે કાં તો ત્હમે મ્હારો સ્વીકાર કરશો કે હું યમશરણ થઇશ. એ નિશ્ચય બર આણવા જ મ્હેં આ દસ્તાવેજ લખાવી લેવા જેવો પ્રસંગ આણ્યો હતો. હવે મ્હને સ્હમજાય છે કે એ મ્હેં ઠીક ન કર્યું. આપની ઇચ્છા હોય તો જ આપને આંગણે મ્હને ચઢવા દેજો. એ માનને હું લાયક ન હોઉં તો આપની દાસી બની રહેવા દેજો. આપનું કામકાજ કરતાં પણ હું આપનું મુખદર્શન કરી આનન્દ માણીશ. આ દસ્તાવેજનું કર્તવ્ય ખલાસ થયું છે"—એમ કહી મ્હેં એ દસ્તાવેજના ચૂરેચૂરા કરી નાંખ્યા.

તે ઉભા થયા. મ્હને ગાઢ આલિંગન દિધું. "ઇન્દુ ! તું મ્હારૂં સર્વસ્વ છો. ત્હારા વિના એક ક્ષણ પણ હું જીવી શકું તેમ નથી. ગૃહદેવી ! ચાલ—ત્હારા કમભાગી પતિનું આંગણું પાવન કર."



૧

એ રથયાત્રાનો દિવસ હતો. અમદાવાદમાં એ ઉત્સવ ઘણીજ ધામધુમથી ઉજવાય છે. મ્હોટા મંદિરથી ત્રણ ચાર રથ ભેગા મળી એક મ્હોટું સરઘસ આખા શહેરના રાજમાર્ગોમાં ફરે છે. શેરીએ શેરીએ લોકો ભેગા મળે છે. છોકરાંઓ એ દૃશ્ય નિહાળી ઘેલાં બને છે. સરોજ એક ન્હાનકડી બાલિકા હતી. અગીઆરેક વર્ષ થયાં હશે. એ પણ આજે રથ જોવા નીકળી પડી હતી. ઘણે દૂર નીકળી આવી હતી.

એકવાર એવો પણ સમય હતો કે જ્યારે એનાં કુટુમ્બીઓ શ્રીમંત હતાં. અમદાવાદના એક જાણિતા કુલીન કુટુમ્બમાં એનો જન્મ થયો હતો. પરન્તુ એની કુમળી વયમાં જ એના પિતાનું અવસાન થયું. એક નિષ્ઠુર સગાએ એની માતા સ્હામે દાવો માંડયો. ઘરની માલમીલકત એમાં ઘસડાઈ ગઈ. અમદાવાદની કોર્ટમાં સરોજની માતા હારી ગઈ. તુરતજ

એવા ક્રૂર સંબંધીઓએ એમને ઘરબાર વિનાનાં કર્યાં. દશેક લાખ રૂપિયાની સ્થાવર મીલકત વાદીને હસ્તગત થઇ. સરોજની માતાએ પોતાની ઝવેરાત વેચી અપીલ નોંધાવી. પરન્તુ માતા પુત્રીના ભરણ પોષણ માટે કશું ય રહ્યું નહિ. ગામબ્હાર એમની થોડીક જમીન હતી. એમાં બાંધેલા એક નિર્માલ્ય ઝુંપડામાં તેમને વાસ કરવો પડયો. મજુરી કરી ગુજરાન ચલાવવાનો વારો આવ્યો. પુત્રીને કન્યાદાન દેવા જેટલું ય એ માતા પાસે રહ્યું ન્હોતું.

હજી તો જાણે ઓછું દુર્ભાગ્ય હોય તેમ સરોજની માતા માંદી પડી. મજુરી કરવા પણ અશક્ત થઇ. ભૂખમરાના ભણકારા વાગ્યા. માંદી માતાને ખાવાની જરૂર ન્હોતી. અનાથ બાલિકા ઉપવાસ કરતી. રથયાત્રાને દિવસે માતાની બિમારીએ ગંભીર સ્વરૂપ પકડયું. દવા ને સારવારની ખાસ જરૂર હતી. બિચારી બાલિકા! દ્રવ્ય વગેરેની શી વ્યવસ્થા કરે?

અશ્રુભર્યાં નયને સરોજે વાડીઓમાં આથડી ફુલો એકઠાં કર્યાં. હાર ગજરા ગુંથ્યા. રથયાત્રાના મેળામાં એ વેચાશે એવી તેને આશા હતી. પરન્તુ ગરીબનાં નસીબ ગરીબ. મેળો પુરબ્હારમાં જામે તે પ્હેલાં તો અચાનક વાદળ ચઢી આવ્યાં. વરસાદની ઝડીઓ શરુ થઇ. લોકો વિખરાઇ ગયા. બાલિકાનો એકે ય હાર એક પણ વેચાયો નહિ. છતાંય એ વરસાદમાં ભીંજાતી ઉભી જ રહી. વરસાદની શરદી એના પ્રાણ હરી લે ત્હોય શું? કદાચ વરસાદ બન્ધ રહે! કદાચ લોકો ફરી ભરાય!! કદાચ એના હાર વેચાય!!! હાય કમભાગ્ય! વરસાદ વરસ્યે જ ગયો. રથને રઝળતો મૂકી લોકો વેરાઇ ગયા. સન્ધ્યાકાળ થવા આવ્યો. રાત્રિ પડી. અન્ધકાર ભરી તોફાની રજની. ગરિબ સરોજ! રડતી રડતી ઘર તરફ વળી.

# સરોજ

રાત્રિ અન્ધારતી જ ગઇ. રસ્તાઓ કીચડવાળા ને લપસણા બની ગયા હતા. વધતા જતા ગાઢ અન્ધકારમાં એ નિરાધાર બાલિકાને માર્ગ શોધવો પણ કઠીન થઈ પડયો. વરસાદ ધોધમાર પડતો. એની તો એ પરવા કરતી નહિ. પરન્તુ એની બીમાર માતા માટે એ કશું પણ કરી શકી નહિ એ વાત એને ખૂબ જ ખૂંચી. અશ્રુથી, તોફાનથી, વિભાવરીની શ્યામળી ભયંકરતાથી, અર્ધ આંધળી બનેલી સરોજ ઘરની વાટ શોધવા લાગી. શહેર બ્હાર દીપકનો પ્રકાશ પણ કયાંથી લાવે? અથડાતી કુટાતી, પડતી આખડતી તે માર્ગ કરવા લાગી. એની વેણી પણ છૂટી ગઈ. વરસાદમાં ભીંજાયલી લટો પવનના સપાટે એના વદન કમળપર અથડાવા લાગી. જાણે વિધાતાનો માર ઓછો પડતો હોય તેમ વરસાદના ઝપાટા એના કુમળા વાનપર શિલાપ્રહાર કરી રહ્યા. છતાં ય એ બાલા પોતાના હારને વળગી રહી. હજુય પેલા ગજરા એની છાતીએ ચાંપી રાખ્યા હતા.

હિંમતભેર તે આગળ વધવા મથતી હતી. એટલામાં અન્ધારામાં કોઇ એની સાથે અથડાઇ પડયું. અત્યાર સુધી સરોજે રુદન દાબી રાખ્યું હતું. પરન્તુ આ અકસ્માતથી એનો બાલિશ નિશ્ચય ડગમગી ગયો, જીવનમાં પ્હેલીજવાર તે પોક મૂકી રડી પડી.

પરન્તુ નવીન આગન્તુકે અત્યંત માયાળુ સ્વરથી પૂછ્યું. " અન્ધારામાં ન્હાના બાલકની પેઠે કોણ રડે છે ? " એ મરદનો ઘેરો સ્વર હતો; છતાં ય એમાં કશુંક હતું કે એ બાલિકાનાં અશ્રુ ઉડી ગયાં. સ્વર અજાણ્યો હતો છતાં ય એમાંથી મમતા અને કરુણા નિર્ઝરતી જણાઈ. બાલા છાની રહી " અમે ઘણાં જ ગરીબ છીએ. હું ને મ્હારી માતા એકલાં ને નિરાધાર છીએ. "

" વ્હેન ! " ફરી પ્રશ્ન પૂછાયો. " આવામાં તું ક્યાં ફરતી હતી ? "

" હું રથ જોવા આવી હતીઃ ઘેર પાછી વળતાં વરસાદની ઝડીમાં હું ભૂલી પડી છું. "

" ત્હારૂં ઘર ક્યાં આવ્યું ? "

" અમે શાહપુર દરવાજા બ્હાર રહીએ છીએ. "

" એમ કે ? " તે માયાળુ અવાજે બોલ્યા. " અત્યારે હું પણ એ તરફ જ જાઉં છું. ચાલ મ્હારી સાથે. આગળ જતાં ત્હને રસ્તો જડશે, હું ત્હને સહીસલામત ઘેર મૂકી જઇશ. ચાલ બ્હેન ! ઘણું જ લપસણું છે નહિ ? લે, મ્હારો હાથ ઝાલ. આપણે એક બીજાને ટેકે આગળ વધીએ.

બન્ને જણ આગળ ચાલ્યાં. અન્ધારામાં પેલો નવો મિત્ર સરોજની વય પણ કળી શકયો નહિ. એનાં કાલ્લાં વેણથી એ ઘણી જ કાચી વયની હશે એટલું સમજાયું. છતાં ય તેણે તક સાધી પૂછ્યું. " બ્હેન ! ત્હને કેટલાં વરસ થયાં ? "

" દશ બાર થયાં હશે. "

" ત્હારૂં નામ ? "

" સરોજ. "

" ઠીક-સરુ ! આવા મ્હોટા શહેરમાં ને વળી રથયાત્રાના મેળાની ભીડમાં ત્હારા જેવી ન્હાનકડી બાલિકાને એકલા બ્હાર કેમ નીકળવું પડયું ? ત્હારી કાચી વયે આમ એકલા ફરવું ઠીક નહિ.

ધીમે ધીમે માયાળુ ને મનોરંજક પ્રશ્નો પૂછી તેણે વાત-ચિતમાં ગજરા વેચવાની બીના જાણી લીધી. બિમાર માતા માટે તે કશુંય લઇ જઈ શકી નહિ એ પણ પ્રમાણી લીધું.

ખાસ રથ જોવાને માટે જ એ ન્હાની બાલા એકલી શહેરમાં ગઈ ન્હોતી; પરન્તુ તેની બિમાર માતા માટે કાંઇ પણ લઈ આવવા ખાતર જંગલી ફુલોના હાર ગૂંથી વેચવા નીકળી હતી. પરન્તુ એ હાર ગજરા વેચાયા નહિ. અત્યારે પણ તેણે એ છાતીએ ચાંપી રાખ્યા હતા.

"ઠીક" પેલા મિત્રે આગળ ચલાવ્યું. કેવો અજબ સંયોગ! હું પણ અમારી પૂજા માટે એવા જ હાર શોધી રહ્યો હતો. મેળો એટલો તો ઓચિન્તો વિખરાઇ ગયો કે હું કશુંય ખરીદી શકયો નહિ. મને ત્હારો એકાદ હાર વેચાતો આપીશ?"

સરલા તો આ સાંભળી ખુશ ખુશ થઈ ગઇ. પરન્તુ એ મનુષ્ય દયા ને ઉદારતાથી એની કુમકે દોડી આવ્યો હતો. એની કને પૈસા લેવાય જ કેમ? વળી તેને વિચાર આવ્યો કે જો હાર નહિ વેચાય તો તેની બા બિચારી ખાધા વિના ટળવળી મરશે.

આમ તરંગમાલામાં તરવરતાં એ બાલાએ પોતાના સાથીને એક હાર આપ્યો.

"જો બ્હેન!" તે બોલ્યો "આની ખરી કીંમત એક આનો થાય. લે આ પૈસા."

એમ કહી તેણે સરલાના હાથમાં કેટલાક શીક્કા મૂકયા. તુરત જ સરલા બોલી ઉઠી "આ પૈસા કયાં છે? શિક્કા મોટા જણાય છે."

"ભલી છોકરી! જરા જો તો ખરી. એ તો ઢબુ છે ને મ્હેં ત્હને બેજ શીક્કા આપ્યા છે."

"અરે! આ તો બહુ ચળકતા જણાય છે. ઢબુ તે વળી

અન્ધારામાં આટલું ચમકે ? ત્હમે મ્હને ભૂલથી રૂપીયા તો નથી આપ્યા ને ?"

"ના રે ના ! એ તો ઢબુ નવા છે. આજે જ બજાર-માંથી આણેલાં છે તેથી જ એમ ચળકે છે."

"ભલે !" સરોજ બોલી. "આપણે ઘેર પ્હોંચીશું એટલે હું દીવો સળગાવીશ. ત્હમે ભૂલથી રૂપીઆ આપ્યા હશે તો હું પાછા આપીશ. પણ હું દીવો સળગાવું ત્યાં સુધી ત્હમારે ખોટી થવું પડશે હો !"

એટલામાં તેઓ સરોજની ઝુંપડીએ આવી પહોંચ્યા. એટલે તે છોકરી પેલા અજાણ્યા પુરુષ તરફ ફરી "આપ જરા અન્દર આવોને ! જરા ઉભા રહો. હું દીવો સળગાવું. હું જોઉં કે આ રૂપીઆ છે કે ઢબ્બુ."

"ના ના." તેના સાથીએ ઉત્તર દીધો. "હું તો બ્હાર જ ઉભો રહીશ. ત્હમે અન્દર જઇ પ્હેલાં ભીનાં લુગડાં બદલોઃ પછી દીવો સળગાવવાની વાત."

"પરન્તુ" સરોજ બોલી "મ્હારી પાસે બીજી જોડ લુગડા જ નથીને. મ્હારી બીજી ઓઢણી પલાળી છે. હું તો આમ ભીને કપડે ટેવાઇ ગઇ છું. મ્હને એથી કશું ય થશે નહિ. હું એને હમણા જ જરા ખંખેરી નાખુ છું. જરા ઉભા રહો. હું દીવો કરૂં."

પરન્તુ ઘરમાં તેલ પણ ન્હોતું. એટલે છાપરા પરથી થોડુંક ઘાસ આણવું પડયું. દેવતા પાડતાં સ્હેજ વખત લાગ્યો. અજવાળું થતાં જ સરોજને જણાયું કે તેના હાથમાં બે રૂપીઆ ઝગમગી રહ્યાં હતા, તુરત જ તે બ્હાર દોડી. ધુંધવાતા રાડાં તેના હાથમાં જ હતા. ખૂણે ખૂણે તે શોધી વળી પરન્તુ પેલા ગેબી મદદગારનો પત્તો જ ન્હોતો.

સરોજ નિરાશ થઇ. તેણે બધી ય વાત પોતાની માતાને કહી પછી આતુરતાથી તેના તરફ તાકી રહી પ્રશ્ન કર્યો " હવે શું કરીશું. "

" હવે શું કરીએ ? " સરોજની માતાએ ઉત્તર દીધો. " બેટા ! એમણે ભૂલમાં રૂપીઆ આપ્યા હોય એમ મ્હને તો નથી લાગતું. ખરે જ ! તે કોઇ ઉદાર પુરુષ હોવા જોઇએ. આપણી વાત સાંભળી તેમને દયા આવી હશે. આપણે અત્યારે ભિખારી જેવાં થઇ ગયા છીએ. બેટા ! અત્યારે તો આપણે નકામી શરમનો ત્યાગ કરી અનાયાસે મળેલી આ ભેટને આપણે વધાવી લેવી જોઇએ.

ઉપર પ્રમાણે વાતચીત ચાલતી હતી ત્યાં અચાનક કોઇએ બારણું ખખડાવ્યું. માતા પુત્રી બન્ને ઘણી જ મુંઝવણમાં પડી ગયાં. સરોજ દ્વાર ઉઘાડવા દોડી. એને લાગ્યું કે તેનો સાથી પૈસા લેવા પાછો ફર્યો હશે. પરન્તુ એમ ન્હોતું. બાલિકાની ભારે નિરાશા વચ્ચે પાડોશનો પોપટલાલ કાપડિયો ત્યાં ઉભો રહેલો જણાયો.

એની દુકાનથી આ ઝુંપડું બહુ દૂર ન્હોતું. અત્યારે દુકાન ઉઘાડી મૂકીને કાપડિયો જાતે જ ત્યાં આવ્યો હતો. એના હાથમાં બે સુંદર ઓઢણીઓ હતી. બાલિકાના હાથમાં તે બંડલ મૂકી બોલ્યો. " આ સરોજ માટે છે "

" કંઇ ભૂલ થતી હશે " સરોજ બોલી ઉઠી " આ મ્હારે માટે ક્યાંથી હોય ? "

આમ નકારમાં સ્વાગત થવાથી બિચારો પોપટલાલ તો બાલાના પ્રશ્ને આભો જ બની ગયો.

" હું તો બ્હેન ! એટલું જાણું " તેણે ઉત્તર દીધો " કે

એક ભાઈ આવી મ્હને આનું મુલ્ય આપી ગયા ને ત્હમને પહોંચાડી દેવા હુકમ કરતા ગયા."

"એ જ" સરોજ બોલી '. મ્હને ખાત્રી છે કે તે એ જ હશે. એમણેજ આ લુગડાં વેચાતાં લઇ મ્હારે માટે મોકલી આપ્યાં હશે. ખરૂં ને પોપટલાલ!"

એ કાપડિયાએ એકવાર એ કુટુમ્બની જાહોજલાલી જોઇ હતી. હિન્દુ મહોત્સવને પ્રસંગે સગાંવ્હાલાંને ભેટ આપવાનો રીવાજ હોય છે; એવે ટાણે તેણે ચાર રૂપીઆના માલના વ્યાજબી દામ છ રૂપિયા બાર આના ત્રણ પાઇ લઇ એ કુટુમ્બને ઘણાય તાકા વેચેલા ને માત્ર બે જ આના કમાયલો. કહો પોપટલાલ! પેલી બાલિકા પૂછવા લાગી. "ત્હમે એમને ઓળખો છો?'

"શું કહો છો?" પોપટલાલે સ્હામો પ્રશ્ન કર્યો "ત્હમે જાતે જ એમને નથી પિછાનતાં?"

"ના" તે છોકરીએ જવાબ દીધો.

"એમ? મેં તો ધાર્યું કે એ ત્હમારા કોઈ સગા હશે. હું તો એમને જરા ય ઓળખતો નથી."

ગમે તેમ હોય. પરન્તુ મહેરબાન પોપટલાલે તો એકવાર ફરી ચાર રૂપીઆના માલના છ રૂપિયા ચૌદ આના ઉભા કરી લીધા હતા; એટલે ઝાઝી વાટાઘાટ કરવી ઠીક ન લાગવાથી તે પ્રમાણિક કાપડિયો સદ્દગુણની કીંમત થઇ એમ વિચારતો વિચારતો પોતાની દુકાન તરફ રવાના થયો.

સરોજ પણ બજારમાં દોડી. પેલા રૂપીઆ વટાવી પોતાની માતા માટે તમામ જરૂરી ચીજો લઇ આવી. દીવેલ લાવી કોડિયું પણ સળગાવ્યું. માતાની રાબ પણ તેણે જાતે જ તૈયાર

કરી. ખાવા પિરસતાં પ્હેલાં તે સાફસુફ કરવા લાગી. ત્યાં તો તેને કાગળનો ટુકડો મળી આવ્યો. તે લઇ તે તેની માતા પાસે દોડી "બા! બા! આ શું?"

તેની બાએ તે કાગળના ડુચાને ઉકેલ્યો "અરે! આ તો નોટ છે!"

"પેલા ગૃહસ્થ આ પણ નાંખી ગયા હશે. બારણાના પોલાણમાંથી અન્દર સરકાવી દીધી હશે."

"હા! ત્હને ભેટ આપવા જ. જો આ શું લખ્યું છે? સરોજ માટે."

"વાહ" સરોજ આશ્ચર્ય પામી "કેટલી ભલાઇ? બા! આવા દયાળુ માણસો કદી જોયા હતા?"

"વળી જો" તેની માતા વધુ તપાસ કરી બોલી "આ નોટ ઉપર તેમણે પોતાનું નામ પણ લખ્યું છે. એમ કહેવાનું કારણ સમજી? ચોરાયલી હોવાના ભયથી કોઇ આ લે નહિ માટે એટલી અગમચેતી વાપરી છે. એમનું નામ "સુન્દરલાલ દેશાઇ."

બીજે દિવસે એ સુન્દરલાલ દેશાઇ કોણ હશે એ વિષે માતા પુત્રીએ ઘણી ઘણી તપાસ કરી. પરન્તુ શાહપુરમાં તો શું પણ આખા અમદાવાદમાં એ નામના માણસને કોઇ ઓળખતું નહિ. એમણે એ નોટ ન વટાવી. સંભાળથી મૂકી રાખી. તેઓ ઘણાં જ ગરીબ હતાં પરન્તુ લોભી ન્હોતાં.

## ૨

સરોજની માતાને થોડી ઘણી જોઇતી સગવડો મળી ગઇ તે ઓછું ન્હોતું. પરન્તુ એની અશક્તિ ને નિર્બળતા તો વધતાં જ ગયાં. એક વાર તે શ્રીમન્ત શ્રેષ્ઠ હતી. અત્યારે અકિંચનાવસ્થા ભોગવી રહી હતી. શારિરીક શ્રમ અને માનસિક

ચિન્તાથી એની કુમળી કાયા કરમાઇ જાય તેમાં શી નવાઇ ? ધીમે ધીમે એનું દર્દ જીવલેણ થતું ગયું. અન્તે એના અવસાનના ભણકારા પણ વાગ્યા.

એવામાં મુંબાઇથી તાર આવ્યો. હાઇકોર્ટે એમની તરફેણમાં ચૂકાદો આપ્યો હતો. એની બધી ય લક્ષ્મી એને પાછી મળશે. એ દિનપર્યન્ત થએલું ખર્ચ પણ સ્હામાવાળા કનેથી વસુલ કરવા કોર્ટે હુકમનામું લખી આપ્યું હતું. કંચનલાલ નામનો એનો હાઇકોર્ટ વકીલ હતો. વધામણી ખાવા તે જાતે જ તેમની ઝુંપડીએ આવ્યો. આનન્દવાર્તા સાંભળી મૃત્યુકિનારે ઉભેલી માતાએ આનન્દાશ્રુ સાર્યાં. ઉત્સુકતા શમાવી તેણે વકીલને કહ્યું :

" બુઝાતા દીપક આગળ ત્હમે દીવેલ લઇ આવ્યા છો. પણ ભાઇ ! ત્હમારા આ ખુશખબર મ્હારૂં જીવન ટકાવી રાખવા ઘણા જ મોડા મળ્યા છે. મ્હારા દિવસો હવે ભરાઈ ચૂકયા છે. છતાંય મ્હારી પાછળ મ્હારી આ કુમળી કળી ભૂખમરો નહિ વેઠે એ કાંઈ મ્હારે માટે ઓછા આનન્દની વાત નથી. છતાંય મ્હારા દિલને શાન્તિ કેમ વળે ? હજી તો એ બાલક છે. નાદાન છે. એની મીલકતને એના હકકો કોણ સાચવશે ? ભાઇ ! એક મરતી મહિલાની અન્તિમ ઇચ્છા પૂર્ણ કરો. ત્હમારામાં જ મ્હને પૂરી આશા છે. મ્હારી બાલિકાના વાલી ને વડિલ બની રહેવા વચન આપો. "

કંચનલાલ અતિશય માયાળુ હતા; એટલું જ નહિ પરન્તુ ઘણા જ પ્રમણિક હતા. સરોજના પિતાના અંગત મિત્ર હતા. એ કુટુમ્બપર આપત્તી આવી પડી ત્યારે સરોજની માતાને ઘેર આવી રહ્યા ઘણું ઘણું સમજાવ્યું હતું. પોતાની ભગિનીનું સ્થાન

લેવા એને વિનવણી કરી હતી. પરન્તુ સરોજની માતા પોતાના વકીલનું ઋણ ન વ્હોરે તેવી સ્વમાની હતી. અન્તે એ ભલા માણસે જરૂર પૂરતું આપવા ઇચ્છા દર્શાવી એ પણ એમની અસીલે વીરતાપૂર્વક નકારી. જરૂર પડતાં મદદ માગશે એવી ખાત્રી આપી. સુન્દરલાલનો ઉપહાર પ્હેલો ને છેલ્લો જ. એમના વકીલ એમની સંકડામણથી અજાણ હતા. એમની દુર્દશાની જાણ થતાં એ ઘણા જ દિલગીર થયા. એમની અસીલ એમને હાથ જોડી વિનવી રહી હતી એ જોઈ એમને ઘણું જ લાગી આવ્યું.

" બ્હેન ! " તે બોલ્યા, " ત્હમારે તો કેવળ આજ્ઞા જ કરવાની હોય. મારે તે પરિપૂર્ણ કરવી જ જોઈએ. ત્હમારી ન્હાનામાં ન્હાની ઇચ્છા પૂરવાનું મ્હારૂં કર્તવ્ય છે. "

" મ્હારૂં અવસાન નજીક છે. " સરોજની માતાએ આગળ ચલાવ્યું, " મ્હારી પાછળ મ્હારી સરોજ એકલવાયી થશે. મ્હારા સસરાનું વસિયતનામું હવે હાઇકોર્ટે મંજુર રાખ્યું છે એટલે સરોજ એ તમામ મીલકતની વારસ થશે. એની સંભાળ રાખવા હું ત્હમને વિનંતિ કરૂં છું. એને ત્હમારી પુત્રી લેખજો. શ્રીમંતના દ્રવ્યે જીવનાર લોકોથી એને બચાવજો. આટલી જ મ્હારી છેલ્લી વિનંતિ છે. મ્હને વચન આપો ભાઇ ! પછી હું નિરાંતે મરીશ. "

" હું પરમેશ્વરના સોગંદ લઉં છું. " વકીલે ઉત્તર વાળ્યો, " હું સરલાને મ્હારી પુત્રીથી પણ વધારે ગણીશ. મ્હારૂં ત્હમને સહૃદય વચન છે. મ્હારી આશ્રીત ખાતર હું પ્રાણાન્તે પણ ફરજ અદા કરીશ. વિશ્વાસ રાખજો. "

મૃત્યુકિનારે ઉભેલી મહિલાએ વકીલનું વદન નિહાળ્યું. એના નયનનાં અશ્રુ ચમકતાં જોઇ એને ખાત્રી પડી. એના

જવરવાળા સુક્કા અધરદ્વય પર જરા ઉડતું હાસ્ય ફરક્યું. સ્મિતની એ આછેરી રેખાથી જ એ અનુભવી વકીલ પામી ગયો કે હવે એ થોડી ઘડીની જ મહેમાન છે; એટલે કંચનલાલે એને ફરીથી પોતાને ઘેર આવી રહેવા આગ્રહ કર્યો. કાયદાની વાટાઘાટ પતી જાય એટલે જુને ઘેર રહેવા જવા સંમતિ દર્શાવી. પુરાણું મમત્વ ને આનાકાની ગરીબાઇને લીધે હતાં. ગરીબ હતી ત્યારે શ્રીમંતોનો સત્કાર ઝીલતાં એનું સ્વમાન ઘવાતું. હવે તો એ પણ શ્રીમંત થઇ હતી. એટલે એની આકરી સ્વતંત્રતા અદશ્ય થઈ. એના પુરાણા શુભેચ્છકની વિનવણીને એણે હર્ષથી વધાવી લીધી. ઘણી જ સંભાળ ને મૃદુતાથી વકીલ એ માંદી માતા તથા સુકુમાર બાલિકાને પોતાને ઘેર લઈ ગયો.

વૈદકીય ચાલાકી અજમાવી શકે એટલા પ્રયોગો ને પ્રયત્નો વૃથા જ આદરવામાં આવ્યા; પુરાણી આબાદી પ્રાપ્ત થયાના થોડાક દિવસોમાં જ તે વિધવા દેવલોક પામી. સરોજના વકીલે સાચા વારસદારને મીલકત મળે એવી તમામ વ્યવસ્થા કરી. પરન્તુ સરોજની કાચી વય હોવાથી એને પોતાને ઘેર જ રાખી. વડિલોના આવાસે નિવાસ કરવાનું માંડી વળાવ્યું. કલેકટર તો એ મીલકત કોર્ટને સોંપવાના વિચારનો હતો. પરન્તુ કોઇ પણ અમલદાર કરતાં પોતે સારો વહીવટ કરી શકશે એવું કંચનલાલનું મન્તવ્ય હતું. એટલે સચોટ દલીલોથી મીલકતને સરકારી કબજામાં જતી અટકાવી. પરન્તુ એની સૌથી ગંભીર ફરજ તો વારસદાર માટે લાયક પતિ શોધી કાઢવાની હતી. સદ્‌ભાગ્યે કંચનલાલ નવા જમાનાના વિચારો વધાવતા. બાળલગ્નના કટ્ટા વિરોધી હતા. વળી

સરોજને પણ જૂના વિચારનાં કોઇ સગાં ન્હોતાં. એટલે એને બાલ્યાવસ્થામાં પરણાવવામાં ન આવે તો આખી ન્યાતનું સત્યાનાશ વળી જાય તેમ ન્હોતું. આથી સરોજ મ્હોટી થઇ પોતાની જાતે જ પરણવાનો વિચાર કરે ત્યાં સુધી એ વાત ઉંચે મૂકાઇ; એ દર્મિયાન એને ઘટતી કેળવણી આપવાની વ્યવસ્થા કરવામાં આવી.

## ૩

પાંચ વર્ષ વીતી ગયાં. સરોજ સોળ વર્ષની સુન્દરી બની રહી. એ હંમેશાં પડદામાં જ રહેતી. એની ખીલતી મોહકતા નિહાળવા અત્યારસુધી કોઇ પણ મરદ સહભાગી થયો ન્હોતો. અન્તે સુધારકો પણ એ યુવાન બાલાનું લગ્ન કરવાના હિમાયતી થયા. પરન્તુ તેના વાલી બાલાની ઇચ્છા જાણવાના મતના હતા. પાલિત પુત્રીનું હૃદય ઉકેલવા વકીલે પોતાની પુત્રી વસન્તને બોલાવી. વસન્ત સરલાની બાલસખી હતી. બન્ને બાલાઓ સરખી જ ઉમ્મરની હતી. બન્ને એકબીજાને અન્તઃકરણપૂર્વક ચ્હાતી, કંચનલાલે પોતાનો ચિન્તાજનક પ્રશ્ન છેડી જોવાની વસન્તને સૂચના કરી. જરાક શરમાઇને કિન્તુ આહ્‌લાદક હાસ્યથી વસન્તે તેના પિતાને પ્રશ્ન કર્યો:

" સુન્દરલાલ દેસાઇ કોણ ? પિતાજી ! "

" એ નામનો માણુસ મ્હારી જાણમાં તો નથી. " કંચનલાલ મુંઝાયા, " કેમ પૂછવું પડયું ? વસન્ત ! "

" કારણકે સુન્દરલાલ દેસાઈ સિવાય અન્ય કોઈને સરોજ પરણવાની જ નથી. " વસન્તે ખૂલાસો કર્યો.

ભલા બિચારા વકીલ ગુંચવાઈ ગયા.

"શું કહ્યું ?" તે બૂમ મારી ઉઠયા "અજાણ્યા યુવાન સાથે સરોજ સંબંધ બાંધી જ શી રીતે શકે ?"

વસન્ત મસ્તીમાં હસી. રથયાત્રાથી ઘેર આવતાં બનેલા બનાવની વાતો તેણે અનેક વાર સાંભળી હતી. એણે એના પિતાજીને પણ એ વાત લંબાણુથી કહી. અજાણ્યા સુન્દરલાલ દેસાઈની ભલાઈ કંચનલાલને પણ અસર કરી શકી.

"પરન્તુ સરોજને કહેજે, બ્હેન !" વકિલે ચેતવણી આપી, "કે એની ગંભીર ભૂલ થાય છે. લગ્ન કાંઈ આભારપ્રદર્શનની વાત નથી. એ ઉદાર અપરિચિતનો એણે આભાર માનવો ઘટે જ. વખત આવ્યે એનો સારી રીતે બદલો પણ વાળીશું. પરન્તુ પરણવાની વાત જ ભિન્ન પ્રકારની છે. એની પરિસ્થિતિ કે જ્ઞાતિની આપણને માહિતી નથી. એની ઉમ્મર કે ધંધાની વિગત આપણે જાણતા નથી. કદાચ એ પરણેલા પણ હોય. એમને છોકરાં પણ હોઈ શકે. એમ હોય તો સરોજનું લગ્ન કેમ થાય ?

"એ તો બધું ય ઠીક." વસન્ત બોલી, "સરોજ આ બધી વાતથી જરા ય અજાણી નથી. પરન્તુ તે રાત્રિથી જ એ બાલિકાએ એમની માનસિક પ્રતિમા ઉભી કરી હૃદયમંદિરે સ્થાપી છે. જેમ આપણે બધા રોજ દેવપૂજા કરીએ છીએ તેમ સરોજ પણ એના હૃદયદેવનું પૂજન કરે છે. સરોજ આપણે ઘેર આવી છે ત્યારથી એક પણ દિવસ એવો નથી ગયો કે જ્યારે તેણે એમનું સ્મરણ ન કર્યું હોય. જો તમે એને બીજાની સાથે પરણાવશો તો હું ખાત્રીપૂર્વક કહું છું કે એ સુખનો દિવસ નહિ દેખે."

"બેટા ! બેટા ! આ શું કહે છે ?" વકીલે વિચાર્યું, "એક

ઉગતી યૌવનાની આ હાર્દિક બિમારી છે. એને ઔષધની તાત્કાલિક જરૂર છે. પરન્તુ પ્રથમ તો એ ભેદી સુન્દરલાલ દેસાઈને જ શોધી કાઢવાના."

ઉપરોક્ત વાર્તાલાપ પછી એ માયાળુ વકિલ પેલા ઉદાર સર્જનની શોધમાં પડયા. જાતે તપાસ કરવામાં પણ બાકી ન રાખી. મિત્રમંડળમાં પણ એ વિષે ભલામણ કરી. દેશભરના તમામ અસીલો સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. તમામ વર્તમાન પત્રોમાં એમણે જાહેરખબર છપાવી.

કોઈ પત્તો આપશે ?

કંચનલાલ વકીલ સુન્દરલાલ દેસાઇને તાકીદે મળવા માગે છે.

ઘણા જ અગત્યના કામ માટે.

પરન્તુ આ બધાં એક સામટાં પગલાંનું પણ કશું ય ખાસ પરિણામ આવ્યું નહિ. દિવસો, મહિનાઓ, અરે ! વર્ષો સરી જવા લાગ્યાં. સુન્દરલાલ દેસાઇનો ભેદ ઉકલ્યો જ નહિ. એવામાં સરોજ પર બીજી આપત્તિ આવી પડી. એના માયાળુ મિત્ર અને વાલીનો સ્વર્ગવાસ થયો. આથી એને ઘણું જ લાગી આવ્યું. ફરીથી અનાથ થઇ હોય એવી વેદના થઇ. ધર્મક્રિયાઓ પતી ગયા બાદ તે પોતાના કુટુમ્બના પુરાણા આવાસમાં રહેવા ગઇ. પોતાની માલમીલ્કત સંભાળી લીધી. કંચનલાલની સચોટ સંભાળથી એમાં ઘણો સારો વધારો થવા પામ્યો હતો.

મિલકતનો કબજો લીધા પછી તુરત જ તે યુવાન વારસે બે લાખ રુપીઆ સરકારને આપ્યા ને ગરીબ લોકો માટે એક મફત દવાખાનું ને આરોગ્યભુવન બંધાવવા સૂચના કરી. એ ભવ્ય મહાલયનું નામ "સુન્દર નિવાસ" રાખવામાં આવ્યું.

ઉપરોક્ત નામથી સરકારી અમલદારો જરા વિસ્મય તો પામ્યા;

પરન્તુ એ કાર્ય દાતાની મુન્સફીનું હતું. આરોગ્યભુવન તૈયાર થઇ ગયું. ખુલ્લું પણ મૂકાયું. શહેર મ્હાર શાહપુરને છેડે એકાન્તમાં સરોજની માતાને ગરિબાઇના વખતમાં ઝુપડું બાંધી રહેવું પડયું હતું. જે સ્થાનમાં વૈભવમાં મ્હાલી હતી એ સ્થાનમાં ગરિબાઇના દિવસો ગાળવા આકરા થઇ પડયા હતા. એમના બાપદાદાનું મકાન રાયપુરમાં હતું. એની બરાબર સ્હામે જ ઉપરોક્ત આરોગ્યમંદિર તૈયાર થયું. ટુંક મુદતમાં જ અનેક ગરીબોથી તે ભરચક થઇ ગયું.

૪

એકાદ બે વર્ષ બાદ એક મનુષ્ય સરોજના આરોગ્યમંદિર આગળ આવ્યો. પચીસ ત્રીસ વર્ષની એની ઉમ્મર હતી. એનો દેખાવ ગંભીર પણ માયાળુ હતો. "સુન્દર નિવાસ" ના મુખ્યદ્વાર આગળ તે ઘડીક થંભ્યો. ત્યાં ઉભેલા પરિજનોને એ મહાલયના માલિક વિષે પરપૂછ કરી. એ ખાનગી મકાન ન્હોતું એ વાત તેને વિદીત કરવામાં આવી. ગરીબો માટે એ મફત દવાખાનું ને આરોગ્યભુવન હતું એને "સુંદર નિવાસ" કહેતા, એ વાત પર એનું ખાસ ધ્યાન ખેંચવામાં આવ્યું. અંદર જવાની એણે રજા માગી.

"આ આવાસ દેશના દરેક દુઃખી ને ગરીબ મનુષ્ય માટે ખુલ્લું જ છે." એક પરિજને ઉત્તર દીધો. "તો આપ જેવા અંદર પ્રવેશ કેમ ન કરી શકે?"

પેલો અજાણ્યો મનુષ્ય 'સુંદર નિવાસ'ના ખૂણેખૂણા ફરી વળ્યો. તપાસ પૂરી થયા બાદ તે પૂછવા લાગ્યો. ગરીબ ને બિમાર મનુષ્યોના આરામ માટે કરેલી સઘળી વ્યવસ્થા મ્હેં તપાસી. એથી હું ઘણો જ ખુશી થયો છું. પરન્તુ આ બધો કોની ઉદારતાનો પ્રતાપ? શું સંસ્થાપકનું નામ સુંદરલાલ છે?

" ના રે ના ! પરિચારકોએ પ્રત્યુત્તર વાળ્યો. આ મહાલય તો અમારાં બાઈસાહેબે બંધાવ્યું છે. એમનું નામ સરોજ બ્હેન!"
"તો મહાલયને 'સુંદર નિવાસ' નામ શાથી આપવામાં આવ્યું છે?"

એ વિષે પરિજનોને માહિતી ન્હોતી.

" આ સુન્દરલાલ કોણ ? "

" અમે નથી પિછાનતા. "

" ત્હમારા બાઇસાહેબ ક્યાં રહે છે ? "

સ્હામેનું જ એક મનોરમ મહાલય એ અજાણ્યા યુવાનને બતાવવામાં આવ્યું.

" ત્હમારાં બાઇસાહેબ પરણેલાં છે કે વિધવા ? " પેલા અજાણ્યા મનુષ્યે ફરી પ્રશ્ન કર્યો.

" તેઓ પરણેલાં ય નથી ને વિધવા પણ નથી. એ તો ભાઇ ! મ્હોટાં માણસ કહેવાય. એમના સગાંસંબંધી મરી પરવાર્યા છે, એમનું કન્યાદાન દેનાર જ કોઈ નથી. "

" કોઇને મળે છે ખરાં ? "

" એટલે ? "

" મ્હારો પ્રશ્ન ત્હમને વિચિત્ર લાગ્યો ખરું ? પરન્તુ હવે હિન્દુ બાઇઓ સમાજમાં ભળતી થઇ છે તેથી જ એમ પૂછ્યું. "

" અમારાં બાઈસાહેબ એમ જ્યાં ત્યાં રઝળતાં નથી. કુટુમ્બના પુરુષમિત્રોને પણ તે મળતાં નથી. "

પેલો અપરિચીત યુવાન વિચાર કરતો કરતો સરોજના નિવાસ તરફ વળ્યો; એના આકર્ષક દરવાજામાં તેણે પ્રવેશ કર્યો.

## ૫

આપણો નવો મિત્ર સાધારણ ગુજરાતી જેવો લાગતો. જો કે એણે વસ્ત્રો સંભાળથી સજ્યાં હતાં ત્હોય એના પોશાકમાં

કાંઈ ખાસ તત્વ ન્હોતું. માત્ર એની વીંટીમાં એક તેજદાર હીરો ચમકતો. તે એટલો તો મ્હોટો અને મનોહર હતો કે દ્વારપાલની નજર પણ એ તરફ ખેંચાઈ. એણે એવું રત્ન જીવનભરમાં જોયું પણ ક્યાંથી હોય ? પરન્તુ આપણો અજાણ્યો મિત્ર એકલો જ હતો. પરિજનોથી ન્હોતો વીંટાયો. નોકરો તો એના વિષે અન્દર અન્દર પૂછાપૂછ કરવા મંડી પડયા. પોતાનું નામ જાહેર કરશે એમ ધારી તેઓ ઘડીક ખંચાયા; પરન્તુ એને તો એમ કરવાની જરૂર જણાઇ હોય તેમ લાગ્યું નહિ. સરોજના મુખ્ય પ્રતિહારને બોલાવી લાવવા વિનંતિ કરી. મુખ્ય પ્રતિહાર આવ્યો. પેલા અજાણ્યા મનુષ્યે એના હાથમાં એક પત્ર મૂકયો, " કૃપા કરી આ પત્ર ત્હમારાં બાઇ સાહેબને આપો ને જે જવાબ વાળે તે મ્હને જણાવો. "

" સાહેબ ! " પ્રતિહારે નમ્રતાથી શરુ કર્યું, " અમારાં બાઇસાહેબ કુંવારાં છે. વળી હજી યુવાન છે. એટલે એમણે નિયમ કર્યો છે કે કોઇ પણ અજાણ્યા પુરુષનો પત્ર એમના પર આવે તો તેમને આપતાં પ્હેલાં અમારે તે વાંચી જોવો. આપને હરકત ન હોય તો હું આપનો પત્ર વાચું. "

" ભલે ! " અપરિચિત યુવાને શાન્તિથી હકાર ભણ્યો.

પ્રતિહરિ વાંચવા માંડયું:

**વ્હાલી બ્હેન !**

આ પત્ર લાવનાર મરદ છે છતાં ય તેમને ખાનગીમાં મળજે. જરા પણ ભય રાખીશ નહિ. ત્હમારા બન્ને વચ્ચે શું થાય છે એ મ્હને કહ્યા વિના નહિ જ ચાલે. એજ

લિ૦

ત્હારી પ્રિય સખી

**વસન્ત.**

કુંચનલાલની પુત્રી વસન્તની જાણીતી સહી જોતાં જ કોઇએ જરા પણ વાંધો ઉઠાવ્યો નહિ. પત્ર અન્દર મોકલવામાં આવ્યો.

થોડી વારમાં જ એક દાસી એ અજાણ્યા પુરુષને સ્ત્રીઓના ખંડમાં લઈ જવા આવી. કોઇ પણ મરદને તેની સાથે આવવા મનાઈ હતી. બાઇ સાહેબનો એવો હુકમ હતો.

સારી રીતે સજ્જ કરેલા દિવાનખાનામાં એ મનુષ્યને દાખલ કરવામાં આવ્યો. સરોજના ખાનગી ખંડમાં મરદનો આ પ્હેલો જ પગસંચાર હતો. એમને જોતાં જ એક દાસી પોતાની બાઇને ખબર દેવા દોડી. બીજી એમની બાજુમાં ઉભી રહી. સ્ત્રીસ્વભાનુસાર આગન્તુકના દેખાવની બારીક તપાસ કરવા લાગી. એમનું વદન આકર્ષક હતું. જાણે નવપલ્લવિત મલ્લિકાપુષ્પ. તે ઉંચા હતા. એમનું શરીર મજબુત ને સ્નાયુબદ્ધ હતું. લલાટ વિશાળ હતું. કાળા કાજળશો એમનો કેશકલાપ ચોમેર ઝૂલી રહ્યો હતો. નયન વિશાળ કિન્તુ સરલ જણાતાં. ભ્રમર શ્યામળી ને ભરાવદાર હતી. સીધા નાક પર અમીરાઇની ભભક હતી. અધરદ્વય આછા ગુલાબી હતા. લાંબી ગરદન પ્રતિભાશાળી હતી. અંગપર ગૃહસ્થને છાજતાં સાદાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં. સુન્દર આકૃતિવાળા એના હાથ દાસીને ગમી ગયા. પેલો તેજદાર હીરો એના દૃષ્ટિપથે રમી રહ્યો.

સરોજે એ ખંડમાં પ્રવેશ કર્યો. દાસીઓને રજા આપવામાં આવી. નજીક આવતાં એ યુવાન બાલાનું અંગ કમ્પી ઉઠયું. એના જીવનમાં જાણે નવો જ સૂર્યોદય થયો. તાજી મનોહરતાથી એના અંગેઅંગમાં નવચેતન પસર્યું. પેલા

અપરિચીત યુવાન વયમાં મ્હોટા હતા; એટલે એમણે જ પ્રથમ બોલવું જોઇએ. પરન્તુ મુગ્ધા સરોજના લાવણ્યથી એ એટલો તો અજબ થઇ ગયો કે એમની જીભ કામ કરી જ શકી નહિ. સરોજ એ મૌનથી જરા ચીઢાઇ.

"આમ ખાનગી મળવાની યોજના કરવાનું પ્રયોજન સમજાવશો? હજી હું કુંવારી છું. આપની વિનંતિ માન્ય રાખી હોય તો માત્ર વસન્ત બ્હેનના લખાણે જ."

"છતાં ય આપને મળવા પામું તે માટે હું ખાસ આતુર હતો એમ હું કહી શકું નહિ" એટલો જ નિઃસ્પૃહી ઉત્તર મળ્યો.

સરોજ વધુ ચીઢાઈ.

"મ્હારી સખીએ પણ આપને મળવાનું એક પણ કારણ જણાવ્યું નથી."

આવનારે એક ઘણું જ જૂનું કુચા જેવું થઇ ગયેલું વર્તમાન પત્ર કાઢયું. એમાં લાંબા ગાળાથી છૂપા રહેલા સુન્દરલાલ વિષે કુંચનલાલે આપેલી જાહેર ખબર સરોજ વાંચી શકી. એ જોતાં જ તે બાલા તોફાનમાં કોઇ તમાલવૃક્ષ કમ્પી રહે તેમ કમ્પી ઉઠી. પેલા પુરુષનું મનોહર અંગસૌષ્ટવ તપાસતાં જ તે મનમાં વિચારવા લાગી, "બચપણનો તારણહાર આ તો ન હોય?" અન્તે મહિલાની લજ્જા ઉપર આતૂરતાએ વિજય મેળવ્યો ઉત્સુક સ્વરે જ પ્રશ્ન પૂછાયો.

"આપ જ સુન્દરલાલ દેસાઇ?"

"નારે બાઈસાહેબ! ના." અપરિચત વ્યક્તિએ ઠંડે કલેજે જવાબ દીધો.

આવો અણધાર્યો જવાબ સાંભળી તે બાલા પાસેના આસન પર બેસી જ ગઇ. પરસ્પર વિરોધ દર્શાવતી વિચિત્ર ભાવનાઓનો તે ભોગ થઈ પડી.

"હું સુન્દરલાલ દેસાઇ હોત," આવનારે આગળ ચલાવ્યું, "તો આપના વાલીને આમ જાહેર ખબર આપવાની તસ્દી જ ન લેવી પડત. મ્હને તો તેઓ સારી રીતે પિછાનતા હતા. વર્તમાનપત્રમાં આ જાહેર ખબર જોઇ કોઇ દિવસ કામ લાગશે એમ ધારીને જ મ્હેં અત્યાર સુધી સાચવી રાખી છે."

"પરન્તુ આપને આ જાહેર ખબર સાથે કશી ય નિસ્બત ન્હોતી તો આપને શા માટે આટલી બધી તસ્દી લેવી પડી ?" સરોજે શંકા રજુ કરી.

"કેવળ શોખ ખાતર !" ફરી પાછો નિઃસ્પૃહી જવાબ મળ્યો, "આજથી આઠ દસ વર્ષ પ્હેલાં પગે ચાલતા બ્હાર નીકળી પડવાની મ્હને ટેવ હતી. સાહસો ખેડવાં મ્હને ઘણાં જ ગમતાં. એમ શહેર બ્હારનાં પરાંઓમાં નકામું ભટકવું એ મ્હારા મિત્રો અસભ્ય લેખતા. એ લોકો મ્હને હસે નહિ માટે હું પણ 'સુન્દરલાલ દેસાઈ' નામ ધારણ કરતો હતો. જાહેર ખબરમાં મ્હારો નામ નિર્દેશ જોઇ મ્હારી જીજ્ઞાસા તેજ થાય એ સ્વાભાવિક જ છે."

સરોજ મ્હોટા પ્રયત્ને ગંભીરતા જાળવી શકી.

"એ નામ ખરેખર ! કોનું હશે તે હું નથી જાણતો; ને મ્હારે માટે કોઇ તપાસ ચલાવે એવો સંભવ ઘણો જ ઓછો છે." એણે ખુલાસો કરવા માંડયો, "લાંબો વિચાર કરતાં એ વર્તમાનપત્ર સંભાળી મૂકવાનું મ્હને ઠીક લાગ્યું. કંચનલાલભાઇને એ વિષે વાત કરવાની હું હિમ્મત જ કરી શક્યો નહિ."

"ને પછી ?"

"ત્હમારા વાલી દેવલોક પામ્યા ત્યારે બેસણા વખતે તેમના

પુત્રને હું મળવા ગયો. ઘેર ઘણું કામ હતું તેથી એ વખતે તો હું નિરાંતે વાત કરી શક્યો નહિ. પરન્તુ નવરાશ મળતાં જ એમની પાસે છૂટથી વાત કરવા મ્હને સ્વાભાવિક ઇચ્છા થઇ થોડીક ગમ્મત ખાતર હું પેલી જાહેર ખબર પણ મ્હારી સાથે લઇ વાર્તાલાપમાં જ એ જાહેર ખબર છપાવવાનું કારણ મ્હેં જાણવા માગ્યું. એ તો સરોજ બ્હેનની આજ્ઞા હતી, એમ મ્હને જણાવવામાં આવ્યું. મ્હારાં અજ્ઞાત અટનોમાં હું પણ એક વાર સરોજ નામની બાલિકાને મળ્યો હતો. મ્હેં તેને એક જ વાર જોઇ હતી; છતાં ય એને હું મ્હારા મનમાંથી દૂર કરવા સમર્થ થયો ન્હોતો. અર્ધી ભૂખે મરતી હોવા છતાં તે દિવસે એ બાલિકાએ જંગલી ફુલોના હારગજરા ગૂંથ્યા હતા. એની બિમાર માતા માટે જરૂરી ચીજો લાવવા તે વેચવા નીકળી હતી. વરસતા વરસાદમાં અન્ધારી ઘોર રાત્રિએ તે નિરાશ થઇ ઘેર આવવા પ્રયત્ન કરી રહી હતી. બિચારો ન્હાનકડો ગરિબ આત્મા ! એના દુઃખનો વિચાર મ્હને હજી યે ચાલે છે."

બોલનારના અવાજમાં જ લાગણી સ્પષ્ટ તરવરી રહી હતી. સરોજે પણ અશ્રુનાં પુર મહા મહેનતે રોકી રાખ્યાં હતાં. છતાં ય હિંમત એકઠી કરી દઢતાથી તે બોલી.

એવી ન્હાનકડી ગરીબ બાલિકાનું અહીં શું કામ છે ? આપને મ્હારૂં શું કામ છે તે જણાવોને ?"

"શ્રીમતી !" તે નમ્રભાવે બોલ્યો, "એ બિચારી બાલિકા માટે આમ ન બોલશો. એના પર જરા ય રોષે ન ભરાશો. સંસારમાં કોઇ મધુરી મુગ્ધા મ્હેં કદી જોઇ હોય તો એ મ્હારી ન્હાનકડી માર્ગ–પરિચીતા. મ્હારાં ભ્રમણોમાં ભવિષ્યમાં

મહાન્ વ્યક્તિ બનનાર કોઈ વનિતા મ્હેં જોઈ હોય તો એ જ મ્હારી બાલસખી સરોજ. અમૃત ઝરતું કોઇ પણ વદન કદી મ્હેં નિહાળ્યું હોય તો કાલા કાલા ગણુગણાટ કરતું એ બાલિકાનું જ. બાઇ સાહેબ ! આપ ભલે હસો. આપણી પૌરાણિક કથા પ્રમાણે બિચારાં મનુષ્યોને ભરમાવવા માયા અનુપમ સંગીત ગાય છે. એવું કેમ બનતું હશે એ મ્હારા માન્યામાં નથી આવતું. પરન્તુ એ ન્હાનકડી બાલિકાનાં સીધાં સાદાં વેણમાં એ સ્વર્ગીય ગાયકોના સંગીતની લહરીનો મ્હને અનુભવ થયો હતો. ગમે તેવી સાદાઇ છતાં કોઈ પણ સ્ત્રીના સ્વરે મ્હને એટલી અસર નથી કરી; કે કોઇ પણ પ્રમદા મ્હારા સ્મરણમાં એટલે અંશે ઠરી નથી.

પછી તે મનમાં જ વિચારવા લાગ્યા, “ એવો જ મોહક સ્વર હું આજે પણ સાંભળી રહ્યો છું.” પેલી અપરિચીત બાલિકાનો કાલો કિલકિલાટ એણે વર્ષો પ્હેલા સાંભળ્યો હતો; છતાં ય આજે તેની સ્હામે ઉભેલી વિનીત લલનાના સ્વરમાં એ સુરના પડછંદ પડતા પિછાનતો; ને જાણે સર્વ બનાવ જાણે કાલે જ ન બન્યો હોય તેમ એને લાગી રહ્યું હતું. છતાં ય તે વિચારવા લાગ્યો, “ આ જ તે સરોજ હશે ? પરન્તુ એ તો ગરિબ ઝૂંપડામાં રહેનાર અનાથ બાલિકા હતી. આ તો અઢળક લક્ષ્મીની માલિક છે. એનો રૂપેરી ઘંટડી જેવો અવાજ હજી યે મ્હારા કર્ણમાં ગુંજી રહ્યો છે, પરન્તુ એ બાલાને મ્હેં પૂરી જોઇ પણ ન્હોતી. તે સુન્દર હતી કે કદરૂપી તે પણ હું જાણતો નથી; તેમ છતાં ય આ સુન્દર પ્રમદામાં એક ન્હાનકડી બાલાના સુન્દર સ્વરૂપની પ્રતિકૃતિ પડતી હોય તો એને ચ્હાનાર મનુષ્યનાં સદ્ભાગ્ય ! એની પાછળ જીવન ડુલ થઇ જાય ત્હોય શું ?

બીજી બાજુ સરોજ એ અપરિચિત મનુષ્યનાં વચનામૃતનું એકચિત્તે પાન કરી રહી હતી. એના યૌવન ઘેરા હૃદયમાં એક વિચિત્ર પરન્તુ મન ગમતી ભાવનાએ ઘર કર્યું હતું. એણે મનમાં જ વિચાર્યું, "આવી બધી સુન્દર વાતો ત્હમારી જૂની સહચરી વિષે કરો છો પરન્તુ આપને જ એ લાગુ પાડી ન શકાય? આઠ આઠ વર્ષના હૈયા કોરતા લાંબા ગાળા પછી આપ ક્યાંથી પ્રગટ થયા? કોઇ સ્વર્ગીય નન્દન વનમાંથી કોઇ દેવ બાલ તો નથી ઉતરી આવ્યા ને? ખરે જ! આપની દાસીની માનસિક ભક્તિનો આપને સ્પર્શ થયો છે! મુગ્ધાઓના કુંજવનોમાં વિચરનાર આપ કોઇ દૈવી પુરુષ તો નથી ને? નહિ તો છૂપી કળાથી આટલાં વર્ષોથી ત્હમારું જ ધ્યાન ધરતા આ હૃદયને કેવી રીતે પિછાની શક્યા?"

પ્રભાકરના ઝળહળતા પ્રકાશમાં પ્હેલી જ વાર આ યુગલે અનિમેષ દૃષ્ટિએ એક બીજાના સ્હામે જોયું. ઉભયે એકી સાથે જ વિચાર્યું, "આપના જેવી જોડ પણ ક્યાંથી જડે? માનવ વિહારનાં સ્થળે સ્થળ ગુંદી વળીએ, વિશાળ વસુન્ધરાનાં સાગર સરિતાઓ જોઇ નાંખીએ, ત્હોય આવું સ્નાયુવાન, આવું મધુર, આવું મનોરંજક, આવું જીવન્ત ને શાન્તિમય મંદહાસ્ય ફરકાવતું અર્ધાંગ મળે? યુગયુગની મૈત્રીનાં વિકલ્પ્ય પડળ આજે ઓસરી ગયાં છે; છતાં ય ઉભય કેવાં ઉન્માદક નવિન ને અજબ ભાસીએ છીએ? વધારે વ્હાલાં ને વધારે પરિચીતઃ છતાં ય વધારે ગૌરવશાળી ને વધારે દૂર. સ્મરણે સદાય સાનિન્ધ્યમાં છતાં ય અદૃષ્ટપૂર્વ ને ભવિષ્યમાં પણ નહિ જડનાર. અહો! આ કેવી ધન્ય ઘડી! પ્રણયનો કેવો મધુર ચમત્કાર!

અન્તે બાલાએ જ પ્રથમ શાન્તિ તોડી. એને મુંઝવણ તો ઘણી થઇ. એના હૃદયમાં અશ્રુને આનન્દનું યુદ્ધ મંડાયું હતું.

"કેમ મહાશય !" તે ગંભીર વદન કરી બોલી "મ્હારે આપને યાદ આપવું પડશે કે હજી ય આપ આપની ન્હાનકડી ભિખારણનું જ પીંજણ પીંજી રહ્યા છો; આપને મ્હારી સાથે શું કામ છે, એ મૂળ વાત પર જ આવતા નથી ?"

એ સરોજ ! જેનાં દર્શનથી ત્હારાં નયનમાં આનન્દનાં અશ્રુ ઉભરાયાં; 'મ્હારા હૃદયનાથ,' 'સ્વામીનાથ,' 'આશાપુંજ' ઇત્યાદિ સંબોધનોથી જેની આજ કેટલાં ય વર્ષથી તું ભક્તિ કરી રહી હતી; એ મનુષ્યની સાથે વાતચીત કરવાની આ રીત ! છતાં ય ત્હારા કુમારિકાસુલભ ઉન્માદને એ આનન્દ કેટલો સ્વાભાવિક !' એ ગરિબ સરોજ ને મ્હારે શું લાગે વળગે ?' એમ પૂછી એમને પજવવાની ઇચ્છા પણ કેટલી કુદરતી ! આટઆટલાં વર્ષો પછી ત્હારા હૃદયદેવ આનન્દમૂર્તિ સ્વરૂપે ત્હારી સન્મુખ પ્રગટ થયા છે એનો કાંઇ ખ્યાલ પણ આવે છે ?

એ યૌવનાના અન્તરમાં અજબ ગડમથલ ચાલી રહી હશે. પ્રણયઘેલી પ્રમદાઓ એ પરિસ્થિતિ કલ્પી શકે. આવા છેક જ નવિન ને ઉન્માદક સંયોગોમાં એક અનુભવ વિનાની કુમારિકા શું કહે ? શું ધારી શકે ? સરોજ પણ પોતાની ધૃષ્ટતાથી અજબ થઇ હતી. એના અધરદ્વયથી ઝરતાં શબ્દબાણમાં અધિકારના પડઘા પડતા: ગરીબ સ્નેહીને સતાવવા શરસંધાન થતાં.

સુન્દરલાલ પણ જવાબ વાળતાં શરમાયો. "હું પણ એજ કહેવા જતો હતો. ત્હમને જોતાં જ એ વર્ષો પ્હેલાંની નાજુક મૂર્તિ મ્હારા નયનપથે તરવરી રહી. અન્ધારઘેરી રજનીમાં આગીઆના પ્રકાશ સમું મ્હને લાગ્યું કે મ્હારી સ્હામે ઉભેલાં આ મનોરમ સરોજકુમારી ને મ્હારી સરોજ એક જ કેમ ન હોય ?"

"ત્હમારી સરોજ!" તે અજ્ઞાતયૌવના ગાજી ઉઠી. ખોટો કોપ ધારણ કર્યો છતાં ય બોલતાં બોલતાં તેનાથી હસી જવાયું. ખોટાં વિવેચનો પ્રતિ નારીસુલભ તિરસ્કાર દાખવવા એણે પ્રયત્ન કર્યો છતાં ય એના અધરદ્વયદ્વારા એની અન્તરની વાત અજાણી ન રહી.

એના એ આભારદર્શક સ્વરનો ભણકાર સુન્દરલાલથી અજાણ્યો ન રહ્યો. શિષ્ટાચારના સંબોધનને બદલે તેણે પોતાનું જ નામ ફરી ઉચ્ચાર્યું, એ વાતને એણે મનમાં આનન્દથી વધાવી.

"હા. હા. મ્હારી સરોજ!" તે ભાર દઈ બોલ્યો, "એટએટલી અન્ધારઘેરી તોફાની રજનીમાં મ્હેં એને જોઇ ગણાય, તો તેમ પણ મ્હેં એને એક જ વાર જોઇ હતી. આજ આઠ આઠ વર્ષનાં વ્હાણાં વાયાં, ત્હોય હું જાણું છું કે મ્હેં ભૂલ નથી ખાધી. એ મ્હારી જ સરોજ છે."

સરોજ ગંભીર બની. "ધારો કે ત્હમારી સરોજ પછી?"

"કદાચ એ મ્હારી વર્ષોજુની ન્હાનકડી સહચરી હોય એવી આછામાં આછી આશાએ કંચનલાલભાઇના પુત્રને મ્હેં પૃછ્યું 'એ સરોજ બ્હેન કોણ?' ગમે તે કારણ હોય પરન્તુ મ્હારા એ મિત્રે ઉંડા ઉતરવા આનાકાની કરી. માત્ર વાત ઉડાવવા તેમણે જણાવ્યું 'એ તો અમારા કુટુમ્બના એક જુના સ્નેહીની કન્યા છે.' એમની નામરજી જોઇ મ્હને આગ્રહ કરવો ઠીક ન લાગ્યો. છતાં ય એ સરોજ બ્હેને સુન્દરલાલ માટે કેમ શોધ કરવા માંડી હતી એ પૂછ્યા વિના મ્હારાથી ન રહેવાયું. મ્હારાથી બને તેટલી માહિતી આપવા મ્હેં ખાત્રી આપી. પરન્તુ એ વિષે તેઓ કાંઇજ જાણતા ન્હોતા એમ તેમણે જણાવ્યું. એમના સ્વર્ગસ્થ પિતાજીએ એ વાત ઘણીજ ખાનગી

રાખી હતી; પરન્તુ એમણે એટલું કહ્યું કે એમનાં વ્હેન એ તમામ પરિસ્થિતિથી વાકેફ હતાં. હું એ અજાણ્યા ભેદી આદમી વિષે કાંઇક જાણતો હોવાથી તેમણે પોતાની વ્હેનને પૂછવાનું માથે લીધું. તુરત જ તે અન્દર ગયા. એ પાછા ફર્યા ત્યારે આપની ઓળખાણ માટે રજુ કર્યો તે પત્ર એમના હાથમાં હતો. એમણે વધારામાં મ્હને જણાવ્યું કે એમનાં વ્હેન પણ એ વિષે વધારે ચોક્કસ માહિતી પૂરી પાડી શકે તેમ ન્હોતાં; પરન્તુ તેમનો આ ભલામણપત્ર લઇ મ્હારે જાતે જ આપને મળવા આવવું, એવી તેમણે સૂચના કરી હતી. પછી એમની ઇચ્છાનો મ્હેં અમલ કર્યો. કહો ! એમાં મ્હેં શો અપરાધ કર્યો ?"

"ઘણો જ" સરોજે સચોટ ઉત્તર વાળ્યો. "આપના અપરાધની વિગત હું આપને પછીથી જણાવીશ. પરન્તુ હાલ તુરત હું એટલું તો કહીશ જ કે મ્હને મળવા આવવામાં આપે ઘણી જ ગંભીર ભૂલ ખાધી છે. આપે વાત કહી એ સરોજ કોણ હશે એ હું નથી જાણતી. પરન્તુ એવી ગરીબ બાલાને આપ મળ્યા છતાં ય આપે કશું જ કર્યું નહિ ?

ભંગાણ પડેલા રથયાત્રાના મહોત્સવની, પેલી ગરીબ બાલિકાની નિરાશાની, એની ન્હાનકડી ઝુંપડીએ લઇ જતાં પોતે તેને કેવી મદદ કરી હતી, વગેરે તમામ વાતો સુન્દરલાલે કહી સંભળાવી.

"મ્હેં આપને અક્ષરે અક્ષર વાત કહેવાનું કહ્યું," સરોજ વચમાં જ બોલી, "કારણ કે એક પરાયા આદમીનો અપરાધ કયાં થાય છે એ કહેવાની મ્હારામાં હિંમત આવે. મ્હારે ન કહેવું જોઇએ છતાં ય કહું છું તે માટે મ્હને ક્ષમા કરજો. આપની વાતો પરથી હું જો ન્યાય તોલું તો મ્હારે કહેવું જોઇએ કે

આપનામાં દયા કે ઉદારતાનો છાંટો ય નથી. જુઓ. ત્હમે મૃદુ ને દયાળુ સ્વભાવના હોત તો ભુખમરાને આરે ઉભેલાં એ માતાપુત્રીની આપત્તિ ટાળવા ત્હમે જરૂર કાંઈ પણ કર્યું જ હોત. ત્હમારી વાત પરથી તો એમને સહાય કરવાનું આપ કેવળ વિસરી જ ગયા લાગો છો."

"ના. એમ નથી" સુન્દરલાલે જવાબ વાળ્યો "પણ હું એમને માત્ર થોડી ઘણી મદદ કરી શકયો હતો. રિવાજ પ્રમાણે છૂપું નામ ધારણ કરી છુપા વેશમાં હું ભમતો હતો. મધ્યાહ્ન થયો હશે, એટલામાં પુષ્કળ વાદળ ચઢી આવ્યાં ને વર્ષાદનું તોફાન શરુ થયું. લોકો વેરાઈ ગયા, એટલે મ્હેં પણ પાછા વળવા માંડયું. મ્હારી પાસે જે થોડા ઘણા પૈસા હતા તે તમામ મ્હેં એ બાલિકાને આપી દીધા. મ્હારા એ નવા મિત્રોની પિછાન પાકી કરવા મ્હેં બીજે દિવસે સ્હવારે એમને ત્યાં જવાનું ધાર્યું હતું; પરન્તુ મ્હારા પિતાજી સુરતમાં ગંભીર બિમાર પડયા હતા એવા રાત્રે જ સમાચાર આવ્યા. સુરતથી પાછાં વળતાં ઘણા દિવસ થઇ ગયા. ત્યારબાદ એ ઝુંપડી મ્હેં શોધી કાઢી પરન્તુ એ માતા પુત્રી તો અદસ્ય થઇ ગયાં હતાં."

"એ ન્હાનકડી સરોજ માટે," સરોજે પૂછયું," આપને આવો અગાધ પ્રેમ કયાંથી થવા પામ્યો? આવી બાબતોમાં સ્ત્રીની સ્વાભાવિક જીજ્ઞાસાઓ આપ ક્ષન્તવ્ય ગણજો પરન્તુ આપ તોફાન ને વર્ષાદની વાત કરી રહ્યા છો. ઝાપટાં ને પવનના ત્રાસથી બચવા આપે આપના એ ન્હાનકડા મિત્રની ઝુંપડીમાં આશ્રય લીધો હતો. પછી આપ ત્યાં કેટલી વાર સુધી રોકાયા હશો?

"થોડી ક્ષણો જ" તેમણે જવાબ વાળ્યો." પોતે દીવો

સળગાવે ત્યાં સુધી ઉભા રહેવા એ બાલિકાએ મ્હને વિનંતિ કરી હતી. એની પાસે પુરાં કપડાં પણ ન્હોતાં તેથી એકાદ જોડ લુગડાં લઇ આવવા હું પાસેના કાપડિયાની દુકાન તરફ સરકી ગયો."

"બસ ! લુગડાં જ આપ્યાં ને ? અન્ય કાંઇ આપ્યું હતું. ?"

"બીજું શું આપી શકું તેમ હતો ?—પણ હા ! એક ચલણી નોટ મ્હેં એની ઝુંપડીમાં સરકાવી દીધી હતી."

સરલાએ એ નોટ આજ સુધી સંઘરી રાખી હતી. તે અન્દર જઈ ને લઇ આવી.

"ગરીબ માણસના ઘરમાં એક ચલણી નોટ સરકાવી પસાર થઇ જવું એ કેવું ખરાબ કહેવાય ?" તે બોલી "તેઓ એમ માને કે ત્હમારી પાસેથી એ પડી ગઈ હશે."

"એવો ભય અસ્થાને છે," સુન્દરલાલ વચમાં જ બોલ્યા "એ નોટના એક ખૂણે 'સરોજ માટે' એમ મ્હેં ખાસ લખ્યું હતું. સુન્દરલાલ દેસાઇ તરીકે મ્હેં સહી પણ કરી હતી. મ્હારૂં સાચું નામ લખ્યું હોત તો મ્હારી ભાળ કાઢયા વિના તેઓ ન રહેત; પરન્તુ હું છુપો જ રહ્યો "

"ત્યાં જ ક્રૂર અપરાધ થયો" સરોજે પૂરૂં કર્યું, "આટઆટલાં વર્ષો થયાં એક કૃતજ્ઞ બાલાને પોતાના તારણહારનો આભાર માનવાની તક ન આપવી એ કેટલું કઠોર કહેવાય ? જુઓ ! આપની સરોજ એના આપત્તિના સન્મિત્રને શોધી રહી છે કે નહિ ?"

આમ કહી તેણે પેલી નોટ સુન્દરલાલના હાથમાં મૂકી: તેમના પાયે પડી બોલી, " મ્હારા પ્રભુ ! તે દિવસની આપની દયાથી મ્હારી માતાની જીવન દોરી લંબાઇ ને અમે આ દિવસ જોવા

પામ્યાં. તે દિવસની આ કપરા સંસારમાં હું આપનું જ સ્મરણ કરી રહી છું. આપનામાં જ તન્મય બની છું."

૬

હૃદયમન્થનવાળા એ અજબ મિલન બાદ એ યુવાન યુગલ શાન્ત પડતાં સરોજ બોલીઃ

"આપનું ખરૂં નામ સુન્દરલાલ દેસાઇ નહિ તો આપને કયા નામથી સંબોધું ?"

"મ્હારૂં નામ સુમિત્ર !"

"શું ? શ્રીમંત સુમિત્ર વિષે તો મ્હેં ઘણું ય સાંભળ્યું છે."

"હા ! લોકો તો મ્હને પિછાને છેઃ સરોજ ! ત્હમારે જ પિછાનવાનું બાકી રહ્યું છે !"

"એક વિનંતિ કરૂં ? આપણે એક જ જ્ઞાતિનાં છીએ. મ્હારા કૃપાળુ મહેમાન ! આજ મ્હારૂં આંગણું પાવન કરશો?"

"આપનો આગ્રહ છે તો હું જમ્યા વિના નહિ જાઉં."

પછી મુખ્ય પ્રતિહાર સુમિત્રને મરદોના દિવાનખાનામા લઇ ગયો; તમામ સગવડ કરી આપી. સમય થતાં જ મન ભાવતાં ભોજન કર્યાં: સરલાએ સ્વહસ્તે જ સુશ્રુષા ઉઠાવી.

"આજ કેટલાં ય વર્ષો થયાં હું મ્હારા શુભેચ્છકને મળી આભાર પ્રદર્શિત કરવા તલસતી હતી. એમને ચરણે ધરવા મ્હેં એક નજીવો ઉપહાર પણ તૈયાર કર્યો છે. આપ તે અવશ્ય સ્વીકારશો જ આ હારની કીંમત નજીવી છે. પરન્તુ આપનો ને આપના કુટુમ્બીઓનો ઉપકાર ન વિસરી શકે એવી વ્યક્તિના ઉપર કૃપા કરી આપનાં હૃદયેશ્વરી એને કદાચ કંઠે નાંખશે જ"

સરોજે એક અમુલ્ય હીરાહાર તેના મહેમાનને અર્પણ કર્યો: મધ્યરાત્રિના તારલિયા સમો એ ચમકી રહ્યો.

" પરન્તુ બાલા ! " સુમિત્ર બોલ્યો " હું પરણ્યો નથી તેનું કેમ ? "

સરોજના આનન્દનો પાર ન રહ્યો. સંયમ સાચવવા એને ઘણો જ પ્રયત્ન કરવો પડયો. અન્તે તૂટક સ્વરે તે બોલી, " છતાં ય કૃપાનાથ ! આપ એ ઉપહાર પાછો તો નહિ જ ઠેલો. આપની રજા હોય તો હું જ તે આપને પહેરાવું. "

હસતી ને શરમાતી બાલાએ એ ચમકતો ચન્દ્રહાર સુમિત્રના કંઠે આરોપી દીધો.

શૃંગાર સજી સુમિત્ર સ્મિત કરી રહ્યો.

" આ સુન્દર હાર હવે શું મ્હારો જ થયો ? "

" આપ સ્વીકારો તો અવશ્ય. "

" એ હવે મ્હારો થયો એટલે હવે હું મ્હારી ઇચ્છામાં આવે તેને આપી દઇ શકું ને ? "

" આપને એ ધારણ કરવાનો શોખ ન હોય તો જેને ઘટે તેને આપ અર્પણ કરી શકો છો. "

" આ હાર મ્હારે પહેરવા લાયક તો છે જ નહિ. અરે ! હું જ એ પહેરવા લાયક નથી. આવું સુન્દર આભૂષણ તો સુન્દરીને જ શોભે. હું ત્હમને જ પ્હેરાવું તો ? "

પુરાતનકાલમાં યુવકયુવતી હાર બદલી ગાંધર્વલગ્ન કરતાં. સુમિત્રે પણ એ ચન્દ્રહાર સરોજના નાજુક કંઠે આરોપી દીધો.

સરોજને તો મનગમતું જ થયું. તેની દૃષ્ટિ જરાક નીચી ઢળી. હર્ષમિશ્રિત મસ્તી ભરી નજરે તે પોતાના મહેમાનને નિહાળી રહી. સુમિત્ર પણ એનો વિચાર કળી ગયો.

" હું આ હાર ગ્રહણ ન કરી શકયો તેથી એ મ્હેં ત્હમને પાછો આપ્યો પરન્તુ ત્હમે મ્હને બીજો હાર આપશો ? "

" કયો ? "

" ત્હમે પહેર્યો છે તેઃ ત્હમારાં ઉરનાં આન્દોલને ઉલ્લાસતો."

સરોજે દાસીને બોલાવી, " મંગળા ! "

પડદા પાછળ લપાઇ આ અજબ પ્રસંગ મંગળા આશ્ચર્ય ચકિત બની અવલોકી રહી હતી, તે ચમકી અન્દર દોડી આવી, " આવી, બાઇ સાહેબ ! "

" ગોળધાણા લાવ. "

" લાવી, બાઇ સાહેબ ! "

" અમને આપ: પછી તું લે. અન્યને પણ વ્હેંચજે, સ્હમજી. "

પછી એ પ્રણયઘેલી પ્રમદાએ મૃદુ સ્મિત કરી પોતાને કંઠેથી સુગન્ધ ફેરતો હાર ઉતારી પ્રણયીને કંઠે સમર્પિત કર્યો: મંગળાએ ગોળધાણા વ્હેંચ્યા: કોઇ મહાન્ બનાવ બન્યાની પરિજનોને આગાહી થઇ.



## ૧

એક મનોરમ ઉદ્યાનના નવપલ્લવિત કુંજવિહારમાં એક નવયુવાન યુગલ સ્હામે પથરાતા વિશાલ સિન્ધુપટ પર ખાલી નજર નાંખી રહ્યું હતું. એ પુરાતન કાલમાં આસમાની સમુદ્ર તરંગો પુરાણા ભૃગુકચ્છના પાદ પખાળતાં: શહેરની શેરીએ શેરીઓ એના નિનાદથી ગાજી ઉઠતી. નગર બ્હાર નદી કિનારે હરિયાળાં ખેતરોથી વીંટાયલા એક વિશાળ મહાલયના સુન્દર ઉપવન પગથારની અડોઅડ આવેલો ઉપરોક્ત લતામંડપ એ સ્થળના નિવાસીઓને હરઘડી આકર્ષતો. એ રાજસી મહાલયો ને મનોહર વાટિકા શ્રીમંત લક્ષ્મીનંદનનાં હતાં. એ વ્યાપારીવર્યની પુત્રી સુવર્ણા અત્યારે એક ઉગતા યુવાન જોડે વાર્તાલાપ કરી રહી હતી.

સુવર્ણાનો કન્યાકાળ થઇ ગયો હતો; છતાં ય હજી તેનાં લગ્ન ન્હોતાં થયાં. લગ્ન કરવા એની ઇચ્છા ન્હોતી એમ ન્હોતું. છેક અગીઆરમા વર્ષથી આજ પાંચ વર્ષ થયાં તે મનમાનતો

વર મેળવવા સાગરેશ્વરીની પ્રાર્થના કર્યા કરતી. છતાં ય હજી તેની આશા પૂર્ણ થઇ ન્હોતી.

એટલે સુવર્ણા જેવી મુગ્ધા એક નવયુવાન જોડે એકાન્તમાં વાર્તાલાપ કરે એ અસભ્ય જ ગણાય; પરન્તુ સુવર્ણા ચાર વર્ષની હતી, ત્યારે એ યુવાન આઠ વર્ષનો હતો; એના પિતા પરમાનન્દ લક્ષ્મીનંદનના સાખપાડોશી હતા; ત્યારનાં એ બન્ને બાલકો સાથે જ રમતાં; એક બીજાની ઓથમાં જ ઉછર્યાં હતાં. હમેશાં તેઓ સાથે જ ફરતાં, એટલે અત્યારે તે બાલિકા સોળ વર્ષની સુન્દરી બની રહી હતી ને પેલો બાળક વીસ વર્ષનો સુન્દર યુવાન હતો; છતાં ય તેમનાં બાલ્યની સહૃદયતા હજીએ એમની એમ જ પમરી રહી હતી.

એ સ્નેહસંબંધની આડે માત્ર એક જ વિઘ્ન આવી પડ્યું હતું. સુવર્ણાનો કન્યાકાળ થતાં બન્નેનાં વડીલોએ એ સહચારીઓને લગ્નગાંઠથી જોડવા નિશ્ચય કર્યો હતો. લગ્નનો મંગલ દિવસ પણ નક્કી કરવામાં આવ્યો હતો. પરન્તુ એકાએક વિચિત્ર રીતે સુવર્ણાના પિતાએ પોતાના પુરાણા મિત્રના પુત્રને પોતાની કન્યા નહિ આપે એમ જાહેર કર્યું. એવા નિર્ણય પછી તો તે બાલા પોતાના બાલસખાને એકાન્તમાં વ્હાલસોયી મુલાકાત આપે, એ તદ્દન અયુક્ત જ લેખાય. પરન્તુ આજે જ અનેક આજીજીઓના પરિણામે, કંઈ ખાસ વાત કરવાની છે એમ બ્હાનું બતાવી પુરંદર સુવર્ણાને એકાન્તમાં મળવા સમજાવી શકયો હતો. લતામંડપમાં આવતાં જ સુવર્ણાએ એ યુવાનને તેની જ વાટ જોઇ ઉભેલો જોયો. પુરંદરને જોતાં વેંતજ તે બોલી ઉઠી, “મ્હને કેમ બોલાવી? ત્હને ખબર છે કે હવે હું ન્હાનકડી કન્યા નથી રહી! આપણે

આમ એકાન્તમાં મળીએ તે ખરાબ કહેવાય. ફરીથી કોઇ દિવસ બોલાવીશ તો હું નહિ આવું."

સોળ વર્ષની આ મધુરી બાલા એક પ્રૌઢાનો સ્વાંગ ધરી ઉપરનાં વાક્યો ઉચ્ચારે એ દૃષ્ય ખરે જ મનોરંજક બને. પરન્તુ એ મનોરંજક દસ્યનો ઉપભોગ કરનાર અત્યારે ત્યાં કોઈ જ ન્હોતું. પુરંદરની એ વેળાની મનઃસ્થિતિ ને બન્નેનું વય તેને એ આનન્દ ઝીલતાં અટકાવી રહી હતી.

પુરંદરે લતામંડપને વીંટાયલી એક વેલીનું ફુલ ચુંટયું: રીસમાં વીંખી નાંખ્યું.

"ફરીથી આવવા ત્હને કદાપિ ફરજ પાડીશ નહિ." તેણે ખિન્ન હૃદયે કહ્યું, "હવે હું લાંબા પ્રવાસે જનાર છું. હું જાઉં ત્યાર પ્હેલાં ત્હને મળવા આવ્યો હતો.

"પ્રવાસે?" સુવર્ણા ચમકી, "ક્યાં?"

"જાવા" તેણે શાન્તિથી જવાબ વાળ્યો.

"જાવા!" સુવર્ણાએ પ્રશ્નાવલી ચાલુ રાખી "એટલું બધું દૂર? જાવા જવાનું કેમ પસંદ કર્યું?"

"કેમ પસંદ કર્યું?" તેણે ચલાવ્યું, "અમે વેપારી રહ્યા સમુદ્રોની સફરો કરવી એ તો અમારૂં રોજનું કાર્ય."

એણે ઘણું ય કર્યું પરન્તુ યુવકનાં નયનો અશ્રુથી છલકાઇ રહ્યાં. સુવર્ણાએ સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. તે એક શબ્દ પણ બોલી નહિ. એની દૃષ્ટિ સ્હામેના સૃષ્ટિસૌંદર્ય પર તરવરી રહી. જલધિનાં ચમકતાં તરંગે રમતાં સૂર્યકિરણોની ક્રીડા એના વિશાલ બાલનયનો નિહાળી રહ્યાં. હજી હમણાં જ સૂર્યોદય થયો હતો. મંદ મંદ વાયુ વાઈ રહ્યો હતો. એની આછી લહરીઓ ઉડતાં જલશીકરો પણ નાચી રહ્યાં હતાં. લાંબી લાંબી અનંત

તરંગાવલિ કિનારાની સમાંતર દોડી રહેલી દૃષ્ટિગોચર થતી હતી. આસમાની વસ્ત્રો પર ચમકતા હીરા પેઠે ભુરા પાણી પર ફીણ દીપી રહ્યું હતું. સમુદ્ર પંખીઓ સ્હામેના કિનારા પર ટોળાં વળી ચણી રહ્યાં હતાં.

સુવર્ણા એ રમણીયતાથી આહ્લાદતી ભાસી. ક્ષિતિજમાં દૂર દૂર દેખાતો નીલવર્ણો સમૂદ્રતટ, તરંગોની હારમાળાની કિનારીએ કિનારીએ ઝુલતું શ્વેત ફીણ, ઉર્મિના ઉરોભાગે ઉડતો સૂર્યપ્રકાશ–એ સર્વ સુવર્ણાના સર્વાંગે આનંદ પૂરતાં જણાયાં. જાણે દૂર દૂરનાં શઢ ચઢાવેલાં આછાં વહાણો તે જોઇ રહી હતી. એક ઉડતા પંખી પર તેની આંખ ઠરી. નિર્મલ અમ્બરપટમાં એક ન્હાનકડા જલબિંદુશું એ અદશ્ય થયું. અન્તે પગ આગળ વેરાયેલી ફુલપાંદડી પર એની નજર પડી. મહા પ્રયત્ને તે બોલીઃ "ત્હમે કેમ જાઓ છો ? એવી વ્યાપારી સફરે તો આજ સુધી ત્હમારા પિતાજી જતા "

" મ્હારા પિતાજી હવે વૃદ્ધ થયા, " પુરંદરે સમજ પાડી " મ્હારે પણ હવે કમાતાં શાખવું જોઇએ ને ? એટલે એમની જગ્યાએ મ્હને જવા દેવા મ્હેં મ્હારા પિતાજીને સમજાવ્યા. "

લતામંડપના એક સ્તંભ પર સુવર્ણાએ પોતાનું મસ્તક નાંખી દીધું. પુરંદરને એનું કપાળ વિષાદ વાદળીએ છવાતું લાગ્યું. એના સુન્દર અધર કમ્પી રહ્યા. એની નાસિકા ફુલી રહી. જરા વારમાં એ મધુરી બાલા રડી પડી.

પુરંદરે પણ ત્વરાથી આડું જોયું. આકાશ શહેર ને સિન્ધુ પ્રતિ તે અવાર નવાર ખાલી નજરે જોઇ રહ્યો. પરન્તુ એથી કાંઇ ના વળ્યું. એનાં નયનોમાં પણ આંસુ ઉભરાયા વિના રહ્યાં જ નહિ. એના ગાલ પર અશ્રુની ધારા વહી ચાલી. એણે

તે રોષથી લુછી નાંખી. " એટલું જ કહેવા હું આવ્યો હતો. આપણા લગ્ન સંબંધી માટે મ્હારા પિતાજીએ જે દિવસથી ના પાડી તે દિવસથી જ મ્હેં જાવા ઉપડી જવા નિશ્ચય કર્યો હતો. હું આશા રાખું છું, હું ઈચ્છું છું, કે જાવાથી હું કદાપિ પાછો ન વળી શકું તો સારૂં. આથી વધારે હું કશું એ કહી શકતો નથી. હું વધારે કહું તો તું મ્હને સમજી પણ શકીશ નહિ. પરન્તુ આટલું તો જરૂર ધ્યાન દઈ સાંભળ. એક પલ્લામાં આખી સૃષ્ટિ ને તેના વિવિધ વૈભવો તોલવામાં આવે, ત્હોય વ્હાલી સુવર્ણા ! હું તો ત્હને જ પસંદ કરૂં."

આટલું કહી તે યુવાન જરા દૂર થયો. આમ તેમ ફરવા લાગ્યો. બીજું એક ફૂલ લઇ તેણે વીંખી નાંખ્યું. અણગમતું આત્મમંથન જરા શમ્યું એટલે તે સુવર્ણાની નજીક આવ્યો. " તું મ્હને ચાહે છે તે મ્હારી જાણબ્હાર નથી જ. પરન્તુ જ્યારે ત્યારે પણ ત્હારે બીજાની પત્ની થવું જ પડશે. માટે ત્હારા હૃદયમાંથી મ્હને ભુંસી નાંખે જ છૂટકો. હું પણ પરમ પિતા પરમેશ્વરને પ્રાર્થના કરૂં છું કે આપણે ભવિષ્યમાં ફરી કોઇ પણ દિવસ મળીએ જ નહિ."

એ પછી બિચારો પુરંદર ત્યાંથી રવાના થઇ ગયો. સુવર્ણા નીચે બેસી પડી. મન મૂકી તેણે રડાય તેટલું તેણે રડી લીધું. અન્તે શોક દબાવી તે બબડી, " હું આજે જ મરી જાઉં તો પુરંદરને શા માટે જાવા જવું પડે ? આમાંની એકાદ વેલ લઈ હું ગળે ફાંસો ખાઉં તો ? આ સ્હામેના સમુદ્રમાં કુદી પડું તો ? " વળી ધીમે ધીમે તે ગંભીર બની. " હું મરી જાઉં પછી પુરંદર જાવા જાય કે ન જાય તેમાં મ્હારે શું ?"

વિચારમાં ને વિચારમાં સુવર્ણા મૌન આંસુ સારી રહી.

## ૨

લક્ષ્મીનન્દને લગ્નસંબંધ કેમ ઉવેખ્યો તે કોઇ પણ સમજી શક્યું નહિ. એના સહૃદયી મિત્રને પણ એ વાતની કશી એ માહિતી ન્હોતી. "હું બધું ય વિચારીને જ કરૂં છું." પૂછનારને જવાબ વાળતો. વધારે વિચિત્રતા તો એ હતી કે ત્યાર બાદ સુવર્ણા માટે જે અનેક માગાં આવવા લાગ્યાં, તેનો તે સ્પષ્ટ ઇન્કાર કરતો ગયો. સુવર્ણાના લગ્નની ચર્ચામાં એ કદી પડતો જ નહિ. કન્યાકાળ વીતી જતો હતો એ બાબત સુવર્ણાની માતાએ પણ ઘણી માથાકુટ કરી જોઇ. પરન્તુ લક્ષ્મીનન્દન એકનો બે થયો નહિ. માત્ર ટુંકા ને ટચ જવાબ વાળતો." સ્વામીજીને આવવા દે. સ્વામીજી પધારશે ત્યારે એ ચર્ચા આપણે જરૂર ઉપાડીશું."

પુરંદર જાવા તરફ ઉપડી ગયો. બે વર્ષ વીતી ગયાં. કાંઇ કાંઇ જાણવા જોગ બનાવ બન્યો નહિ. પુરંદર પાછો પણ ફર્યો નહિ. સુવર્ણાનું લગ્ન પણ થયું નહિ. અરાઢ વર્ષની એ બાલામાં એનું એ જ સૌંદર્ય નીતરી રહ્યુ હતું. વસન્ત ઋતુમાં પૂર્ણ ખીલી રહેલા આમ્રતરૂશી હજી તે આકર્ષક હતી.

પોતાની કૌમારાવસ્થા આમ લંબાઇ તેનું સુવર્ણાને કશું ય દુઃખ ન્હોતું. લગ્નની લગાર વાત થતી કે એના વિચારો પુરંદર પ્રતિ ઉડતા. વાંકડિયા શ્યામળા કેશકલાપમાં સુમનશું સુકુમાર વદન સુવર્ણાની કલ્પનાસૃષ્ટિમાં ખડું થતું. વિશાલ સ્કંધ પરથી ઝુલી રહેલા સુવર્ણઝીકથી ભરેલા ભુરા ઝભ્ભામાં એને ઢંકાયલો તે કલ્પતી. એની અંગુલી પરની વીંટી પર તે વારી જતી. પોતાના પિતાની ઇચ્છાનુસાર તેને પરણવું જ પડશે એમ તે બરાબર જાણતી. આ જીવનમાં તેનું એ પ્રથમ મૃત્યુ ગણાશે.

છતાંય છૂટા પડવાની તેના પિતાની અનિચ્છાથી તે સંતો
માણતી. છતાં ય ગુંચવાતી. એની વયની બાલાઓ કુંવારી રહે
જ નહિ. લગ્નનું ન બની શકે પરન્તુ વિવાહ તો અવશ્ય થ
જ. ત્યારે એના પિતાજી તો માગાને લગતી વાત કરવા પ
તૈયાર ન્હોતા એમ કેમ ? આકસ્મિક રીતે એક દિવસે 
પરિસ્થિતિનો સહજ ઉકેલ તેને હાથ ચઢ્યો.

લક્ષ્મીનન્દન પાસે એક સુન્દર ચીનાઇ પેટી હતી. સામા
પેટીઓથી એ સહજ મ્હોટી હતી. એમનાં પત્ની એ
ઝવાહીર ભરતાં. લક્ષ્મીનન્દને પોતાની પત્ની માટે નવા અલંકા
ઘડાવ્યા એટલે ઝવાહીર સહિત પેલી પેટી એણે પોતાની પુત્રી
આપી. સુવર્ણા એ આભૂષણો ગોઠવતી હતી એવામાં
પેટીમાંથી એક કાગળનો ટુકડો મળી આવ્યો.

સુવર્ણા સુશિક્ષિત હતી. એ કાગળ પર પોતાનું ના
વાંચી સુવર્ણા અજબ થઇ. આતુરતાથી તે કાગળના કકડ
તપાસવા લાગી. પરન્તુ એ લખાણનો અર્થ ઉકેલી શકી ન
લખનારને તેમજ અન્ય કોઇ પણ વ્યક્તિને તે કલ્પી શ
નહિ. છતાં ય એ વિચિત્ર શબ્દો વાંચતાં એના શરીરે 
ભયકમ્પારી આવી ગઈ. તેમાં નીચે પ્રમાણે લખાણ હતું:

ગ્રહ પરીક્ષાથી હું
સુવર્ણ પ્રતિમાશી સુવર્ણા
ભયંકર કમનસિબીનો ભોગ થશે
વર્ષો સુધી એક બીજાને જોવા
તેઓ

અજાણતાં આવી પડનાર કમભાગ્યની આગાહીથી
બાલા ધ્રૂજી ઉઠી. કોઇને પણ કહ્યા સિવાય એ કાગળ
કકડાને તેણે સંભાળથી છુપાવી દીધો.

## ૩

વળી એક વર્ષે વિદાય લીધી. જાવાથી પુરંદર પાછો ફરે છે એવા ભણકારા ન્હોતા. છતાં ય સુવર્ણા તો અંતરથી એની પ્રતિમાનું પૂજન કરી રહી હતી. તે પણ એને ભૂલી શકે જ નહિ એમ એ કુમારિકાને પાકી ખાત્રી હતી. કદાચ ભૂલી શકે તો જરૂર પાછો આવે.

ત્રીજું વર્ષ પૂરૂં થતાં લક્ષ્મીનન્દને કાશી જવાનું જાહેર કર્યું. એ પુરાણા યાત્રા ધામ તરફ સહકુટુમ્બ પ્રસ્થાન કરવાની આજ્ઞા લઇ સ્વામીજી તરફથી એક શિષ્ય આવ્યો હતો. અન્તે વારાણસીમાં જ સુવર્ણાનાં લગ્ન થનાર હતાં. ત્યાં જ સ્વામીજીએ લાયક પતિ શોધી રાખ્યો હતો.

લક્ષ્મીનન્દન પત્ની તથા પુત્રી સાથે કાશી તરફ વિદાય થયા. એ પવિત્ર નગરમાં પ્રવેશતાં જ આનન્દસ્વામી સ્હામા મળ્યા. લગ્નની તિથિ નક્કી કરવામાં આવી. શાસ્ત્રાનુસાર તમામ તૈયારીઓ કરવાની સૂચના અપાઇ. તૈયારીઓ થઇ ગઇ. માત્ર એક જ ઉણપ રહી. જાહેર નિમંત્રણો કાઢયાં નહિ. આમ જલ્દી જલ્દી લગન પતાવી દેવાનું હતું એમ તે શ્રીમંત કુટુમ્બ સિવાય કોઇ પણ જાણતું નહિ. ન છૂટકે કરવાની ધર્મક્રિયાઓને જ સ્થાન મળ્યું હતું.

લગ્ન દિવસની સન્ધ્યા આવી. રાત્રે નવ વાગે મુહૂર્ત નક્કી થયું હતું. છેલ્લી ઘડી સુધી ઘરનાં માણસો સિવાય અન્ય કોઇ ફરકતું ન્હોતું. પાડોશીઓને પણ આમન્ત્રણ ન્હોતાં. વર કોણ છે તે પણ લક્ષ્મીનન્દન સિવાય કોઇ જાણતું નહિ. વરરાજા ક્યાંથી પધારનાર હતા તેની પણ કોઇને માહિતી ન્હોતી. પરન્તુ આનન્દસ્વામીની પસંદગી સારી જ હશે. એમ દરેકને

પૂર્ણ શ્રદ્ધા હતી. વરરાજાનું નામ જાહેર કરવા ન દીધું તેમાં પણ કંઈક હેતુ હશે. સાધુ પુરુષોનાં કાર્યોમાં કોણ શંકા આણી શકે ? ગોર વગેરેની સલાહ પ્રમાણે કન્યાદાનની તમામ વિધિ પતી જાય તેવી યોજના કરી તે તો નિરાંતે બાજુના ખંડમાં વિરાજ્યા હતા. લક્ષ્મીનંદન બ્હાર વરરાજાની વાટ જોઇ રહ્યા હતા. સુવર્ણા પણ વસ્ત્રાલંકાર સજી પોતાના ખંડમાં એકલી બેઠી હતી. તે વિચારતી, "કેવું અજબ લગ્ન ? હું પુરંદરને ન પરણું તો પછી અન્ય કોને પરણું છું તેની મ્હારે શી પંચાત ? મ્હારા મનથી માનેલા પતિને તો હું પરણી જ શકનાર નથી પછી પીડા શાની ?" એજ ક્ષણે લક્ષ્મીનન્દન પુત્રીને તેડવા આવ્યા. લગ્નવેદી આગળ લઈ જતાં પહેલાં તેમણે સુવર્ણાની આંખે સંભાળથી પાટા બાંધ્યા. સુવર્ણા અજબ થઇ. "આ શું ? પિતાજી !" પરન્તુ શું થાય છે તે જોવાની તેને સખ્ત મનાઇ હતી.

"સ્વામીજીની એવી આજ્ઞા છે" લક્ષ્મીનન્દને ખુલાસો કર્યો, "હું કહું તેમ કર્યાં કર. ત્હને કહેવામાં આવે તે મંત્રો પણ મનમાં જ ભણજે."

બિચારી બાલા ! તે કશું જ બોલી નહિ. તેના પિતાજી તેને લગ્નવેદી સમીપ લઇ ગયા.

સુવર્ણાની આંખે પાટા બાંધવામાં ન આવ્યા હોત તો તે જોઇ શકત કે તેના ભાવિપતિની આંખે પણ પાટા બાંધવામાં આવ્યા હતા. સ્વામીજી, ગોર અને તેના પિતા સિવાય ત્યાં અન્ય કોઈ ન્હોતું.

લગ્નક્રિયા પૂરી થતાં જ નવપરિણિત વરવધુને ગુરુદેવે નીચે પ્રમાણે કહ્યું "ત્હમે ઉભય આજ લગ્નગ્રંથીથી જોડાયાં છો.

ત્હમે એક બીજાને જોયાં નથી. લગ્નક્રિયા પણ જરા વિચિત્ર રીતે પતાવી દેવામાં આવી છે. પરન્તુ તે બધાંનું કારણ માત્ર એટલું જ છે કે કન્યાકાળ વીતી ગયો છે છતાં ય લગ્ન નથી લેવાયું એવી વાતો સાંભળવી ન પડે."

"આ જીવનમાં ત્હમે એક બીજાને કદી દેખવા પામશો કે કેમ તે પણ હું કહી શકતો નથી. ત્હમે એક બીજાને મળો ત્હોય ત્હમો પતિ પત્ની છો એમ તો ન જ કળી શકો. પરન્તુ ત્હમે એક બીજાને પિછાની શકો તે માટે ત્હમને હું એક સ્મરણચિહ્ન આપું છું. મ્હારી પાસે બે મુદ્રાઓ છે. તેની અન્દર જડેલાં નંગ અમુલ્ય ને અલભ્ય છે. દરેક નંગની અન્દરની બાજુએ એક મોર કોરી કાઢવામાં આવ્યો છે. તેમાંની એક વીંટી વર પાસે ને બીજી વધુ પાસે રહેશે. અન્ય કોઇ પણ મનુષ્ય પાસે આવી જાતની મુદ્રાઓ નથી. વધારામાં અન્દર કોતરેલા મયૂરની અનુકૃતિ થઇ જ શકે તેમ નથી. મ્હેં મ્હારે હાથે જ તે આકૃતિઓ પાડેલી છે. કોઈ પણ પુરુષની આંગળીએ પત્ની આવી વીંટી જુએ તો તેણે જાણવું કે તે એનો પતિ છે. કોઈ પણ સ્ત્રી પાસે પતિ આવી વીંટી જુએ તો તેણે એને પત્ની તરીકે પિછાનવી. ત્હમારામાંથી કોઇએ પણ આ વીંટી ખોવી નહિ. કોઇને આપવી પણ નહિ. ભૂખમરાથી પ્રાણ જતા હોય ત્હોય તેને વેચવી નહિ. વળી આજથી પાંચ વર્ષ વાતે નહિ ત્યાં સુધી કોઇએ તે પહેરવી પણ નહિ. આજે અષાઢ કૃષ્ણ પંચમી છે. રાત્રિના અગીઆર વાગ્યા છે. પાંચ વર્ષ વીત્યા બાદ આ સમયે જ વીંટી જોવાની રજા છે. મ્હારી આજ્ઞા છે. જે ઉવેખશે તેના પર અણધારી આફત આવી પડશે."

એટલું કહી આનન્દસ્વામી વિદાય થયા. લક્ષ્મીનન્દને

સુવર્ણાની આંખ પરથી પાટો દૂર કર્યો. ચોતરફ નજર કરતાં તેના પિતા ને ગોર સિવાય અન્ય કોઈ પણ નજરે પડયું નહિ, એનો પતિ અદૃશ્ય થઇ ગયો હતો. લગ્નની અણમૂલ રાત્રિ પણ તેને તો એકલી જ વીતાવવાની હતી.

૪.

લક્ષ્મીનન્દન પત્ની તથા પુત્રીને લઈ ઘેર પાછો વળ્યો. એ વાતને ચાર વર્ષ વીતી ગયાં. હજી ય પુરંદરનો પત્તો ન્હોતો તે પાછો આવે ત્હોય હવે સુવર્ણાને શું ?

આમ સાત સાત વર્ષો વીતી જવા છતાં ય પોતાના બાલસખાની જરા ય ખબર અન્તર ન મળી શકી તેથી સુવર્ણા બેચેન રહેવા લાગી. " એ મ્હને ભૂલી શકતા નથી, " તેણે વિચાર્યું, " તેથી જ તે આટલા બધાં વર્ષો થયાં દૂર ને દૂર પડી રહ્યાં છે. તેમના સારા નરસા સમાચાર પણ મ્હને મળતા નથી. શું થયું હશે ? હું તો હવે બીજાની પત્ની થઇ ચૂકી છું. એમને જોવાની ઇચ્છા કરતાં ય પાપમાં પડું છું છતાં ય મ્હારા બાલમિત્ર હજી જીવતા છે એમ આશા કેમ ન રાખું ? એવી પ્રાર્થના પણ કેમ ન કરું ? "

આમ દોહ્યલા દિવસો પસાર થતા હતા, ત્યાં સુવર્ણાના વૃદ્ધ પિતાની તબિયત લથડી. જીવલેણ દર્દ લાગુ પડવાથી અન્તે તેમનું અવસાન થયું. એની માતા પણ એ વજ્રપાત પછી લાંબુ ન ટકી. વિશાલ વિશ્વમાં સુવર્ણા એકલવાયી થઇ.

મરતાં મરતાં સુવર્ણાની માતાએ તેને ધીરજ રાખવા બે વચનો કહ્યાં. " જો બેટા ! જરા પણ મુંઝાઇશ નહિ. તું પરણેલી છે. હવે થોડા જ દિવસોમાં નિર્ણીત સમય પૂરો થશે. પછી પ્રભુ દયાથી ત્હને ત્હારો પતિ મળશે. વળી હવે તું ન્હાની

ફીકી નથી. માથે ગુરુજી જેવું શિરછત્ર છે. પૈસાની ખોટ નથી. ત્હારા પિતાએ તમામ વ્યવસ્થા કરી છે. ત્હારે મુઝાવાનું એક પણ કારણ નથી. ”

પરન્તુ એ ભલી બાઇની મ્હોટી ગેરસમજ થઈ હતી. લક્ષ્મીનન્દન પાછળ એની આપકમાઇના તમામ પૈસા અદશ્ય થઇ ગયેલા જણાયા. પુત્રીના હાથમાં તેના અલંકારો, કુટુમ્બનું ઘર ને રાચરચીલું જ રહેવા પામ્યું હતું. વર્ષો થયાં લક્ષ્મીનન્દનને વ્યાપારમાં ખોટ જતી હતી, પરન્તુ એની પરિસ્થિતિથી સર્વ અજાણ હતાં. સ્થિતિ સુધારવા તેઓ છૂપી રીતે મથી રહ્યા હતા, પરન્તુ એમના બધાય પાસા અવળા પડતા. ચિન્તામાં એમની તબીયત લથડી ને એમનું અવસાન થયું.

એ કમનસિબ વ્યાપારીના તૂટવાની વાત બ્હાર આવતાં જ લ્હેણદારો એને અભાગી આંગણે ઉભરાયા. પિતાનું દેવું વાળવા સુવર્ણા પર દબાણ થવા માંડયું. સુવર્ણાને પણ લ્હેણદારોની માગણી વ્યાજબી જણાઇ. સાચા શ્રીમંતની પુત્રીને ઘટે તેમ તેણે રહ્યું સહ્યું તમામ વેચી મારી પોતાના પિતાની ઉજ્જવલ કીર્તિ પર લાગતું કલંક ધોઇ નાંખવા તેણે કમર કસી. લ્હેણદારોનું તમામ લ્હેણું વસુલ આપ્યું.

પરન્તુ હવે તેની સ્થિતિ કઢંગી થઇ પડી. બિચારીને ખાવાના પણ વાખા પડવા લાગ્યા. ગામને પાદરે તેણે એક ન્હાની ઝુંપડી ભાડે લીધી. તદ્દન ગરીબીમાં તે કપરા દિવસો ગાળવા લાગી. માત્ર તેના ગુરુદેવ આનન્દસ્વામી પર એની તમામ આશાઓ અવલમ્બી રહી હતી. પરંતુ અધુરામાં પુરા એ પ્રવાસે ગયા હતા, એટલે એકપુરા એ મિત્ર કે વાલીને

પોતાની કમનસીબીનો સંપૂર્ણ ખ્યાલ આપી શકે એવો એક પણ ઉપાય ન્હોતો.

## ૫.

સુવર્ણા સુન્દર યુવાન પ્રમદા હતી. ઘરમાં એકલા રહેવું પણ સલામત ન્હોતું. જોખમ હતું એટલું જ નહિ પરન્તુ લોકો અણછાજતી વાતો કરે તેનો પણ ભય હતો. પાડોશમાં ગંગા નામની એક ગોવાલણ રહેતી હતી. તે વિધવા હતી. યુવાની ને આકર્ષણના દિવસો એ વિતાવી ચૂકી હતી, એને ન્હાનાં ન્હાનાં ચારેક સન્તાન હતાં. સીધી લીટીની બાઇ તરીકે એની આખા ગામમાં ખ્યાતિ હતી. સુવર્ણાએ તેની સાથે સુવાનું રાખ્યું.

એક દિવસ સુવર્ણા ગંગાને ઘેર આવી ત્યારે ગંગા તેને કહેવા લાગી, " આજે તો બ્હેન ! એક વધામણી ખાવાની છે. લોકો વાતો કરે છે કે પેલા પુરંદર શેઠ આજ આઠે વર્ષે ઘેર પાછા પધાર્યા છે. " આવા અણધાર્યા સમાચાર સાંભળતાં જ સુવર્ણાનાં નયનમાં આંસુ ઉભરાયાં. ગંગાથી એ છૂપાવવા તેણે આડું જોયું. જીવનનો છેલ્લો તંતુ તૂટી ગયો હોય એમ તેને થયું. પુરંદર હવે તેને ભૂલી જવા શક્તિમાન થયો હતો ! નહિ તો એ પાછો આવે જ શી રીતે ? પરન્તુ પુરંદર એનું રટન કરે કે ભૂલી જાય તેમાં એને શું ? છતાં ય તેના સમસ્ત જીવનના પ્રેરક તારલિયા સમી એ પ્રીતિ હોવાથી, પુરંદર સુવર્ણાને ભૂલી જાય એ વાત જ તેને મર્મભેદી થઇ પડી. વળી તેને વિચાર આવ્યો. " કદાચ એ મ્હને ભૂલી ગયા તો નહિ જ હોય ! એ બિચારા કેટલા દિવસ દેશનિકાલ થઇ પડી રહે ? વળી એના પિતાજી પણ ગુજરી ગયા હતા. એટલે એની હાજરીની ઘેર ખાસ જરૂર હતી." વળી બીજો વિચાર

આવ્યો, " હું યે કેવી છું ? પરણેલી થઇ પુરંદરના વિચાર શા કરવા ?

સુવર્ણાને આમ વિચારમૂઢ બની ગયેલી જોઇ ગંગાએ આગળ ચલાવ્યું " પેલા પરમાનન્દ શેઠના પુરંદર ! જાવા ગયા હતા તે. "

" હા ! હા ! મ્હને યાદ આવે છે ખરૂં. " સુવર્ણાને કહેવું પડ્યું.

" લક્ષ્મીભર્યાં વહાણ ને વહાણ તે ભરી લાવ્યા છે. " ગંગાએ કહેવા માંડ્યું " આટલું ધન તો ભરુચમાં કોઇએ લાવ્યું ન્હોતું. "

સુવર્ણાના દિલમાં ઈર્ષાની ચિનગારી ઉડી હોય તેમ થયું. પોતાની ગરીબાઇનો તેને ખ્યાલ આવ્યો. પુરંદરની પત્ની થવાની પુરાણી ઉમેદ પ્રત્યક્ષ થઇ. ગંગા ગાતી હતી એ તમામ વૈભવની માલિક પોતે જ હોત ! અત્યારની ગરીબાઈ તેને અસહ્ય રીતે સાલી રહી. વર્તમાન ને ભૂતકાળનો આવો ગજબ ભેદ થોડી જ વનિતાઓને વરતાયા વિના રહે. સુવર્ણા ક્ષણ ભર દિગ્મૂઢ બની ગઈ. પછી તે બીજી વાતે વળી. અન્તે સુવાની તૈયારી કરતાં તેણે ગંગાને પૂછી લીધું, "એ પુરંદર પરણ્યા કે?"

ગંગાએ ના ભણી.

સુવર્ણાનાં સર્વાંગે વિચિત્ર કમ્પારી અનુભવી. ઘડી ભર વધુ જાણવાની ઈચ્છા થઇ. પણ તે કશું જ પૂછી શકી નહિ. મનમાં ગુંચવાતી ગુંચવાતી તે નિદ્રાધીન થઇ.

૬.

થોડા દિવસ બાદ ગંગા સુવર્ણાને ઘેર આવી, મ્હોં કટાણું કરી તે કહેવા લાગી " બોલો ! મ્હારાં બાઇ સાહેબ ! તમારી રીતભાત માટે મ્હારે શું કહેવું ? "

"કેમ બ્હેન ?" સુવર્ણા આશ્ચર્યચકિત થઇ "શું થયું તે?"

"પણ આટલી વાર ત્હમે મ્હને કહ્યું કેમ નહિ ?"

"પણ કહેવાનું શું છે ?"

"ત્હમે પુરંદરનાં વ્હાલસોયાં બાલસખી છો તે."

આવા અણધાર્યા ખૂલાસાથી સુવર્ણાનું વદન રક્તવર્ણું બની ગયું. તેણે જવાબ વાળવા પ્રયત્ન કર્યો. "એ લોકો અમારા પાડોશી હતા. અમે બાલક હતાં ત્યારે રમતાં. એમાં કહેવા જેવું શું છે ?"

"માત્ર પાડોશી જ ! જુઓ. આ હું શું લાવી છું ?"

એમ કહી ગંગાએ એક પેટી સુવર્ણાની આગળ ધરી. તે ઉઘાડતાં એક આશ્ચર્યજનક ઘટના રજુ થઇ. તેની અન્દર એક મનોરમ હીરાનો અમુલ્ય હાર હતો. સુવર્ણાને હીરાની પારખ હતી. તે અજબ થઇ ગઈ. "આ તો એક રાજપાટ નભાવે ! આ ક્યાંથી લાવી ?"

"એ તો પુરંદરે આપને માટે મોકલાવ્યો છે" ગંગાએ ખુલાસો કર્યો, "એમણે મ્હને બોલાવી હતી. ત્હમે મ્હારા ઘરમાં રહો છો એ જાણી આ તમને સુપ્રત કરવા મ્હને આજ્ઞા કરી."

સુવર્ણા ઘડીભર વિચારમાં પડી ગઇ; એ રાજસિક ઉપહાર સ્વીકારે તો એનું તમામ દળદર ફીટી જાય. એ શ્રીમંતની પુત્રી હતી. વૈભવ એના રોમેરોમ પાંગર્યો હતો. અત્યારે એની નાજુક દેહલતા પર કૃપણતાની કારી કટારી ઝઝુમી રહી હતી. પલ વાર તે ડગમગી. અંતે એક ઉંડો નિઃશ્વાસ નાંખી બોલી "ગંગા. આ પાછી લઇ જા. હું એ નથી સ્વીકારી શકતી. એ મહાશયનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે."

ગંગા તો આભી જ બની ગઈ, "આ શું ?" તેણે રાડ નાંખી "ભાન ભૂલ્યાં કે શું ? કે મ્હારૂં કહ્યું માન્યામાં નથી આવતું ?"

"આવે છે બ્હેન !" સુવર્ણાએ મૃદુતાથી જણાવ્યું. "ત્હારો શબ્દે શબ્દ હું સમજી શકું છું. તેમજ હું તદ્દન સાવધાન છું. પરન્તુ હું આ ઉપહાર સ્વીકારી શકું તેમ નથી. ફરીથી કહું છું કે એ પેટી પરત કર."

ગંગાએ વૃથા જ પ્રશ્નોત્તરી જારી રાખી. સુવર્ણા એકની બે ન જ થઈ. છેવટે ગંગા એ પેટી લઇ લાટનરેશ પાસે ગઇ. મહારાજાને દંડવત પ્રણામ કરી તે બોલી "કૃપાનિધાન ! આ હીરાનો હાર ધારણ કરવા આપ એકલા જ લાયક છો. એનો સ્વીકાર કરો." રાજાજી આનંદ પામ્યા. ગંગાને એ નજરાણાનો સારો શિરપાવ મળ્યો. સુવર્ણાને કશી એ ખબર પડી નહિ.

થોડાક દિવસ વિત્યા બાદ પુરંદરની દાસી સુવર્ણા પાસે આવી. "મ્હારા શેઠની આજ્ઞાથી હું આપની પાસે આવી છું. આપ આવા માટીના ઝુંપડામાં પડી રહો એ એમનાથી નથી જોયું જતું. ગમે તેમ પણ આપ એમનાં બાલસખી છો. ત્હમારા પિતાજી એમના શિરછત્ર સમાન હતા. ત્હમારા કુટુમ્બને એમણે પોતાનું જ કુટુમ્બ ગણ્યું હતું. પોતાને ઘેર આવી રહેવા તો એ આપને ન કહી શકે પરંતુ લ્હેણદારો પાસેથી એમણે આપનું ઘર ખરીદ્યું છે. આપ એને એક ભેટ તરીકે પાછું સ્વીકારો. એમની વિનંતિ માન્ય રાખશો તો એમના ઉપર એક મ્હોટી કૃપા થઇ લેખાશે."

પોતાનું બાલ્ય જે સ્થાનમાં કલ્લોલમાં વીતેલું તે સ્થાન છોડવું પડયું એ વાત ગરીબાઈનાં બધાં ય શૂલ કરતાં સુવર્ણાને

વધારે સાલી હતી. જે આંગણે તે નિર્દોષ રમતો રમી હતી, જે આંગણે તેનાં માતા પિતા અંતિમ નિદ્રામાં પોઢયાં હતાં, તે આંગણે પોતે જીવનનો અંત નહિ આણી શકે એ વિચાર સુવર્ણાને ખૂબ જ સતાવતો, એ પુરાણા ભુવનના નામ માત્રે જ એનાં નયનમાં આંસુનું પુર ઉભરાયું.

પેલી દાસીનો એણે બહુ બહુ આભાર માન્યો.

"ત્હારા શેઠની વિનંતિ મ્હારે માન્ય ન જ રાખવી જોઇએ એ હું સારી રીતે સમજું છું; છતાં ય હું મ્હારા મનની અભિલાષા રોકી શકતી નથી. ભગવાન ત્હારા શેઠનું ભલું કરો."

દાસી વંદન કરી વિદાય થઇ; ગંગા પણ ત્યાં આવી ચઢી હતી. દાસીના ગયા પછી સુવર્ણાએ તેને કહ્યું "એ વિશાલ નિવાસમાં મ્હારાથી એકલા નહિ રહેવાય. ગંગા! બ્હેન! ત્હારે પણ મ્હારી સાથે રહેવા આવવું પડશે."

ગંગાએ એ વાત માન્ય રાખી પોતાની ન્હાનકડી શેઠાણી સાથે લક્ષ્મીન્દનના જુના આવાસે સંચરી.

પરન્તુ પુરંદરને ત્યાં જવાની સુવર્ણાએ ગંગાને સાફ મનાઇ કરી. ગંગાએ એ આજ્ઞા લોપી હોય તેમ જણાયું નહિ.

છતાં ય એક વાત સુવર્ણાને મુંઝવતી. જુના ઘરમાં રહેવા આવ્યા પછી એક દિવસે ગંગાએ તેને કહ્યું "બ્હેન! હવે પૈસાની આપણને બહુ તંગી નહિ પડે. આપણે મજુરી કરવા પણ નહિ જવું પડે. મ્હને રાજાના મહેલમાં નોકરી મળી છે; એટલે પૈસાની જરા ય ચિન્તા નહિ રહે. ઘરની બધી ય સંભાળ હું રાખીશ; પરન્તુ ત્હમને તો હું મ્હારી શેઠાણી જ લેખીશ."

તપાસ કરતાં ગંગા પૂષ્કળ દ્રવ્ય ખર્ચતી જણાઇ. સુવર્ણાના દિલમાં કંઇ કંઇ કલ્પનાઓ થવા લાગી.

૭

અન્તે પાછી આષાઢી કૃષ્ણપંચમી આવી ઉભી. સુવર્ણાના લગ્નની એ પાંચમી સંવત્સરી નિર્મલ આકાશમાં સન્ધ્યા નમતી જતી હતી. સુવર્ણા વિચારમૂઢ બનતી હતી. "ગુરુજીની આજ્ઞાનુસાર હું કાલે મુદ્રિકા પહેરીશ. હું પહેરું? શું કરૂં? કદાચ મ્હારા પતિનાં દર્શન થાય પણ એ પ્રણયમિલન માટે મ્હારૂં દિલ તલસે છે? અરેરે! મ્હારા હૃદયમાં તો બીજી જ મૂર્તિ આલેખાઇ રહે છે. મ્હારો ધર્મ છે કે મ્હારે સંયમ પાળવો: મ્હારા દુષ્ટ હૃદયને દંડ દેવો. હું કેવા પાપપુંજમાં સરતી જાઉં છું?"

એ જ ક્ષણે ગંગા વિસ્મયકારક રીતે ઉલ્લાસભરી આવી.

"કેવું સરસ!" તે ગાજી ઉઠી, "એનો અર્થ જ મ્હને નથી કળાતો. હવે શું થશે?"

"પણ છે શું?"

"દાસદાસીઓનું એક લશ્કર મ્યાનો લઈ આપણને રાજમહેલે તેડી જવા આવ્યું છે."

"ગાંડી થઇ ગાંડી" સુવર્ણા બોલી, "નાદાન! મ્હને શું કરવા રાજમંદિરે લઈ જાય?"

પરન્તુ ગંગાની વાત સત્ય હતી. ઉપરોક્ત વાકય પૂરૂં પણ ન થયું ત્યાં રાજાની એક દાસી આવી હાજર થઇ. સુવર્ણાને નમસ્કાર કરી બોલી. "મ્હારા દીર્ઘાયુષી મહારાજાનો આદેશ છે કે સુવર્ણાબાઇએ એકદમ અમારી સાથે રાજમંદિરે પધારવું."

સુવર્ણા તો છક જ થઈ ગઇ. દાસીને ના કહેવાની સુવર્ણાની હિંમત જ ન ચાલી. રાજાની આજ્ઞા ઉથાપાય? વળી ધર્મસેન જેવા મહારાજા સમક્ષ જવામાં કોઇ પણ પ્રકારનો ભય ન્હોતો. સદ્‌ગુણ

ને નમ્રતાના એ ભંડાર હતા. જાતે પવિત્ર હતા, એટલું જ નહિ પરન્તુ એમના રાજ્યમાં કોઈ પણ સ્ત્રીનું અપમાન થવા સંભવ ન્હોતો.

"બ્હેન!" સુવર્ણા ગંગાને કહેવા લાગી. "રાજાજી પાસે જવામાં શો વાંધો છે? ત્હમે પણ ચાલોને મ્હારી સાથે."

ગંગાએ કબુલ કર્યું. એની શેઠાણી મ્યાનામાં હાજર થઇ. ભભકાભેર તેમને રાજદરબારમાં લઈ જવામાં આવ્યાં. એક દાસીએ અન્દર જઇ સુવર્ણાના આગમનની ખબર આપી. તુરત જ સુવર્ણાને અન્દર લઈ જવા તે પાછી વળી.

ગંગા બહાર જ ઉભી રહી. એની અધીરાઇ ને આતુરતાનો પાર ન્હોતો.

૮

રાજાના દર્શને સુવર્ણા પર સારી છાપ પાડી. કુલિન છાયાવાળા તે ઉંચા ને મનોહર પુરુષ હતા. એમનું વક્ષઃસ્થલ કેસરી સમું વિશાલ હતું. એમનું વદન લશ્કરી ભભકે દીપી રહ્યું હતું. લલાટ ભવ્ય હતું. નેત્રો વિશાલ ને સચોટ હતાં. પ્રભાવશાળી મનુષ્ય પરખાઈ આવતા. આવી આકર્ષક ને ગૌરવપૂર્ણ વ્યક્તિ ભાગ્યે જ કુલિન કુટુમ્બની સ્ત્રીની નજરે ચઢે છે. રાજ મહાલયમાં સુવર્ણા જેવી સ્ત્રીઓ વિરલ જ જડે છે.

" આ જ સુવર્ણા કે?" રાજાજીએ પ્રશ્ન કર્યો.

" હા જી! હું જ" સુવર્ણાએ જવાબ વાળ્યો.

" આપને જરા તસ્દી આપવી પડી." રાજાએ કહેવા માંડયું " આપના લગ્નની રાત્રિ આપને બરાબર યાદ છે ને?"

" હા જી."

" એ રાત્રે આનન્દસ્વામીએ આપેલી વીંટી હજી આપની પાસે જ છે ને?"

" જી પરન્તુ એ બધી મ્હારી ખાનગી વાતો છે. આપ મહારાજને એ સર્વ ક્યાંથી વિદીત થઇ એ જાણવાનું કુતૂહલ થાય છે."

સુવર્ણાની જીજ્ઞાસાનો જવાબ વાળવાને બદલે રાજાજીએ આગળ ચલાવ્યું, " આપની મુદ્રા કયાં છે? મ્હને બતાવો જોઇએ."

" હું ઘેર મૂકીને આવી છું, મહારાજ!" સુવર્ણાએ જણાવ્યું. " પાંચ વર્ષની મુદત પૂરી થવાને હજી એકાદ પ્રહરની વાર છે. ત્યાં સુધી મુદ્રા ન પહેરવાનો સ્વામીજીનો આદેશ છે. તેને મ્હારે હજી એ વળગી જ રહેવું જોઈએ."

" ભલે પરન્તુ આનંદસ્વામીએ આપના પતિને આપેલી મુદ્રિકા આપ ઓળખી શકો ખરાં?

" બન્ને ય મુદ્રિકાઓ એક સરખી જ હતી. મ્હારી વીટીંને મળતી આવતી બીજી વીંટી હું જરૂર પિછાની શકું."

રાજાજીની આજ્ઞાથી એક દાસી ન્હાનકડી પેટી લઇ ત્યાં હાજર થઇ. એમાંથી એક મુદ્રા કાઢી રાજાજીએ સુવર્ણાને આપી.

" જુઓ. આ એ જ મુદ્રિકા હોય?

દીપકપ્રકાશમાં સુવર્ણાએ એને સંભાળથી તપાસી જોઇ.

" મહારાજ! આજ મ્હારા પતિની મુદ્રિકા. પરન્તુ આપની પાસે એ શી રીતે આવી?" વળી સહજ વિચારી તે બોલી, " મહારાજ! આ મુદ્રાનાં દર્શને હું મુઝાઉં છું. મ્હને સંશય પડે છે કે હું વિધવા થઇ હોઈશ; ને મ્હારા પતિના અવસાન બાદ તે આપના હાથમાં આવી હશે; એવું ઘણી વાર બને છે; નહિ તો મ્હારા પતિ એથી અળગા થાત જ નહિ."

રાજાએ હસીને કહ્યું " મુઝાઓ નહિ. ત્હમે વિધવા નથી."

"તો એ મ્હારાથી પણ વધારે દરિદ્ર સ્થિતિમાં આવી પડયા હશે ને તેથી તેમને ના છૂટકે આ મુદ્રિકા વેચવાની ફરજ પડી હશે."

"ઉલટું ત્હારા પતિ શ્રીમંત છે."

"ત્યારે આપે મ્હારા પતિ પાસેથી તે મુદ્રિકા જોરજુલમથી પડાવી લીધી હશે."

આવા હિંમત ભર્યા જવાબોથી રાજા ઘડીભર દિંગ થઇ ગયા. "સુવર્ણા ! તું ઉદ્ધત જણાય છે. આ ધર્મસેનને આજ સુધી કોઇએ પણ લુંટારો કે લુચ્ચો કહ્યો જ નથી."

"તો પછી આપના હાથમાં એ મુદ્રિકા આવી શકે જ કેવી રીતે ?"

"મ્હારા લગ્નની રાત્રિએ આનન્દસ્વામીએ તે મ્હને પહેરાવી હતી."

આ વચનો સાંભળતાં જ સુવર્ણા લજ્જાભારે દબાઇ ગઇ. "મ્હારા કુમાર ! દાસીનો અપરાધ ક્ષમા કરો. સ્ત્રીઓમાં ઝાઝી અક્કલ ન હોય. મ્હારી અજ્ઞાનતામાં ગમે તેમ બોલી હું પાપના પુંજમાં સરી પડી છું."

૯

આવું અત્યુત્તમ પદ શોભાવનાર વ્યક્તિની પોતે પત્ની છે એવું સાંભળતાં સુવર્ણા આશ્ચર્યચકિત બની ગઇ. પરન્તુ એથી એનામાં આનન્દ કે અભિમાનની છાયા સરખી પણ દેખાઈ નહિ. એનો સઘળો ઉત્સાહ મંદ પડી ગયો. તેણે વિચાર્યું, "આટલો સમય પુરંદરથી હું દૂર રહી છું. પરન્તુ એ વેળા એમ ન્હોતું કે હું અન્યને પરણેલી છું. આજથી પ્રેમવિહોણાં લગ્નનાં કાતીલ દુઃખો મ્હારે અનુભવવાં પડશે. મ્હારા હૃદયથી

તો હું પુરંદરને જ વરી ચૂકેલી છું. આમ બીજાની પ્રતિમા મ્હારા હૃદયમંદિરમાં સ્થાપી હું આ મહાન્ પુરુષનું ઘર શી રીતે શોભાવી શકીશ ?"

આવા આવા અનેક તરંગોમાં સુવર્ણાનું મન મુંઝાઇ રહ્યું.

"સુવર્ણા ! આ પ્રમાણે તું મ્હારી પત્ની ગણાય. પરન્તુ ત્હારો સ્વીકાર કરતાં પ્હેલાં મ્હારે ત્હને કેટલાક પ્રશ્નો પૂછવાના છે. પ્રથમ તો એ જ પૂછું કેઃ પુરંદરના મકાનનું ભાડું આપ્યા સિવાય ત્હમે ત્યાં કેવી રીતે રહો છો ?"

સુવર્ણા શરમાઇને નીચી નજરે ઉભી રહી.

"અને" રાજાએ આગળ પ્રશ્ન કર્યો, "ત્હમારી દાસી ગંગા વારંવાર પુરંદરને ત્યાં કેમ આવ જા કરે છે ?"

સુવર્ણા વધારે લજવાઇ. દુઃખી થઇ. તેણે વિચાર્યું, "રાજાજી સર્વજ્ઞ હશે ?"

"એથી એ વધારે મહત્વની બીજી એક વાત છે." રાજાજીનો વાક્પ્રહાર આગળ વધ્યો, "ત્હમે પરિણીત સ્ત્રી હોવા છતાં પુરંદર પાસેથી હીરાનો અમુલ્ય હાર કેમ સ્વીકાર્યો ?"

આ વેળા તો સુવર્ણામાં જવાબ આપવાની તાકાત આવી. "મહારાજ ! આપ સર્વજ્ઞ નથી એ હવે જ સમજાયું. મ્હેં તો એ હારનો કેવળ અસ્વીકાર જ કરેલો છે."

"નહિ. એ હાર ત્હમે મ્હને વેચ્યો છે. જુઓ આ રહ્યો તે." પાસેની પેટી ઉઘાડી રાજાજીએ તે હાર બ્હાર કાઢ્યો. સુવર્ણાએ તે હારને એકદમ ઓળખી લીધો. તે મૂઢ બની ગઇ, છતાં ય ગણગણી, "મહારાજ ! હું જાતે આ હાર વેચવા આવી હતી ?"

"ના. પરન્તુ ત્હમારૂં કામ કરનાર ગંગા તે મ્હારી પાસે લાવી હતી; એને બોલાવું ?"

"સુવર્ણાને આથી ઘણું જ દુઃખ થયું. પરન્તુ એને અચાનક એક વિચાર સ્ફુર્યો. તેનાથી સ્મિત કર્યા વિના ન રહેવાયું. ત્વરાથી તે બોલી.

"મહારાજ! હું મ્હારો ગુન્હો કબુલ કરૂં છું. ગંગાને બોલાવવાની બીલકુલ જરૂર નથી. મ્હેં જ આપને તે હાર વેચ્યો હતો એ કબુલ મંજુર છે."

હવે રાજાજીને વિસ્મીત થવાનો વારો આવ્યો. "સ્ત્રીઓની વર્તણુંક જ અકલિત હોય છે. ત્હમે પરણેલાં હતાં છતાં ય આવો ઉપહાર પુરંદર પાસેથી કેમ સ્વીકાર્યો?"

"એમની ગાઢ પ્રીતિના સ્મરણચિહ્ન તરિકે—"

રાજા વળી વધારે અજબ થયા.

"એટલે?" તેમણે પ્રશ્ન કર્યો, "પ્રીતિ કેવી?"

"મહારાજ!" સુવર્ણા બોલી ઉઠી," હું એક દુષ્ટ સ્ત્રી છું. ત્હમારી પત્ની થવાને હું બીલકુલ લાયક નથી. હું આપને કરગરીને વિનંતિ કરૂં છું કે મ્હને છોડશો જ નહિ. મ્હારા આ એકલવાયા જીવનમાં મ્હને મઝા છે. આપ મ્હને પરણ્યા હતા એ વાત જ વિસારી મૂકો."

સુવર્ણા રાજાજીને પાયે પડી. તે બહાર જવા જતી હતી, ત્યાં રાજાજીનું મુઝાયલું મુખારવિન્દ એક આનન્દભર્યા સ્મિતથી ચમકી રહ્યું. તેમનાથી હસ્યા વિના રહેવાયું જ નહિ.

સુવર્ણા પાછી ફરી.

"સુવર્ણા!" તે બોલ્યા "ત્હેં મ્હને હરાવ્યો છે. પરિહાસ યુદ્ધે હું પરાજીત થયો છું. જો. તું દુષ્ટ નથી. હું ત્હારો પતિ પણ નથી. ઉભી રહે."

"મહારાજ! મહારાજ!" સુવર્ણા ગદગદિત થઇ ગઇ

"આ બધું શું ? આમ કરવાનું કારણ આ દાસીને સમજાવશો ? હું એક ગરીબ સ્ત્રી છું. મ્હારા જેવાના ભોગે આપ સરખા આનન્દે એવું મનાય જ કેમ ?"

રાજાજી હજી પણ હસતા જ ઉભા હતા.

"ભલી બાઇ ! મ્હારા જેવા મહાપુરુષો આવી ભેદી રીતભાતના જ શોખીન હોય છે. જુઓ. હવે વધારે ઉંડા ઉતરીએ. ત્હમને ઝવાહીરની પેટીમાંથી એક ફાટેલો કાગળ મળ્યો હતો, નહિ વારું ? હજી એ ત્હમારી પાસે છે ?"

"મહારાજ ! આપ સર્વજ્ઞ છો. હજી એ પત્ર મ્હારી પાસે જ છે"

"ઠીક." રાજાજીએ આજ્ઞા કરી "મ્યાનામાં બેસી ઘેર જાઓ. ત્હમારી મુદ્રિકા ને એ પત્ર લઇ આવો. પછી આપણે બાકીની વાત કરીશું."

## ૧૦

મહારાજાની અજ્ઞાનુસાર સુવર્ણા ઘેર ગઇ. પેલો ફાટી ગયેલો કાગળનો ટુકડો લઇ આવી. રાજાએ તેને ધ્યાનપૂર્વક તપાસ્યો. પછી એવો જ એક બીજો ટુકડો પોતાની કનેથી બહાર કાઢ્યો. બન્ને કકડા ભેગા કરવા સુવર્ણાને આજ્ઞા કરી. બન્ને ટુકડા બરાબર મળી રહ્યા.

"હવે વાંચો" રાજાજીએ આજ્ઞા કરી.

સુવર્ણા વાંચવા લાગી:

"ગ્રહ પરીક્ષાથી હું એવા નિર્ણય પર આવ્યો છું કે ત્હમારી જન્મોત્રી પ્રમાણે ભવિષ્ય અશુભ છે. સુવર્ણપ્રતિમાશી સુવર્ણાનો વૈધવ્યયોગ નિવારવો જ જોઇએ. લગ્નથી તે ભયંકર

કમનસિબીનો ભોગ થશે. જ્યોતિષની ગણત્રીથી મ્હેં શોધી કાઢયું છે કે તે ન્હાની ઉમ્મરે વિધવા થશે. પરન્તુ એ પતિપત્ની પાંચ વર્ષો સુધી એક બીજાને જોવા ન પામે તો હું સરલકાર્યક્રમ ઘડી આપું. એ પ્રમાણે વર્તવાથી તેઓ ભયદાયક ગ્રહદશાને નિવારી શકશે."

"આ કાગળ આનન્દ સ્વામીએ ત્હમારા પિતાજીને લખ્યો હતો" રાજાજીએ સ્પષ્ટતા કરવા માંડી.

"હવે હું સમજી" સુવર્ણા બોલી, "લગ્નવેળાએ મ્હારી આંખે પાટો બાંધવામાં આવ્યો હતો. સઘળી ક્રિયાઓ ઘણી જ અસાધારણ છૂપી રીતે પતવી દેવામાં આવી હતી. પાંચ વર્ષ સુધી મુદ્રિકા ધારણ કરવાની અમને મનાઈ કરવામાં આવી હતી. એ સર્વ વિગતોનો ભેદ હવે મ્હને સ્પષ્ટ સમજાય છે. પરન્તુ હજી ઘણી ય બાબતો અકલિત રહી છે."

"ખરે જ! રાજાજીએ અનુમોદન આપ્યું," આ પત્ર મળતાં જ ત્હમારા પિતાજીએ પુરંદર સાથે ત્હમારાં થનાર લગ્નની વાતચીત પડતી મૂકી. તેથી પુરંદરે જાતે જ જવાનો પ્રવાસ વ્હોરી લીધો. આ બધો સમય આનન્દસ્વામી સારા ગ્રહવાળા પતિની તપાસમાં હતા છેવટે એમની શોધ સફળ થઇ. એક યુવાનના જન્માક્ષર તપાસતાં એમને જણાયું કે તેની ઉંમર એંશી વર્ષની હતી. માત્ર અઠ્ઠાવીસ વર્ષે એક મ્હોટી ઘાત હતી. ઘણી જ ઉંડી ગણત્રીથી એમણે સિદ્ધ કર્યું કે એ વયે પહોંચતાં પ્હેલાં ને લગ્ન પછીના પાંચ વર્ષના ગાળામાં જ તેને પરિણીત જીવનથી મૃત્યુયોગ હતો. જો એ પાંચ વર્ષ સારી રીતે વીતી જાય તો લાંબુ આયુષ્ય ગાજે જ, એ વાત દીવા જેટલી સ્પષ્ટ હતી."

" તેથી જ એ યુવાનની ઉમ્મર ત્રેવીસ વર્ષની થાય ત્યારે લગ્ન કરવું એમ નક્કી કરવામાં આવ્યું. પરન્તુ એટલાં વર્ષ ત્હમને કુંવારાં રાખવામાં પણ જોખમ હતું. અણસમજમાં ત્હમે કાંઈનું કાંઈ કરી બેસો તેથી જ ત્હમને ભડકાવવા પેલા પત્રનું અડધિયું ત્હમારી પેટીમાં મૂકવામાં આવ્યું. લગ્ન પછીના પાંચ વર્ષના ગાળામાં ત્હમે ત્હમારા પતિને જોઇ જ ન શકો તેને માટે કરેલી તમામ યોજનાઓથી ત્હમે માહિતગાર છો. લગ્ન ક્રિયામાં પણ એટલા જ માટે ત્હમારી આંખે પાટા બાંધવામાં આવ્યા હતા."

" પરન્તુ થોડાક મહિનાઓ પ્હેલાં અણધાર્યા બનાવોથી વિચારપૂર્વક યોજેલી કાર્યપરંપરામાં ઘણી જ ગરબડ થઇ ગઇ. થોડીક મુદત પ્હેલાં સ્વામીજી છૂપી રીતે અત્રે પધાર્યા હતા. ત્હમને ગરીબીમાં સડતાં જોઇ એમને ઘણું જ લાગી આવ્યું. ત્હમારાથી છૂપી રીતે એ ત્હમારી હિલચાલ જોઈ ગયા. પછી તેઓ મ્હારી પાસે આવ્યા. ત્હમારા અજબ લગ્નની તમામ બીનાથી મ્હને વાકેફ કર્યો. ત્હમને આટલું બધું દુઃખ પડવાનું હતું એની જરા પણ આગાહી એમને થઈ હોત તો ત્હમારા નિર્વાહની એમણે અવશ્ય ગોઠવણ કરી હોત. ખરી પરિસ્થિતિની જાણ થયા પછી ત્હમને સારી દશામાં રાખવાનું કાર્ય તેમણે મ્હને સોંપ્યું. ત્હમારા દરેક ખર્ચની વ્યવસ્થા તેમણે કરી. વળી તેમણે બીજી પણ આજ્ઞા કરી. ત્હમારા પતિ આ જ નગરના નિવાસી હોઈ ત્હમે બે કદી મળવા જ ન પામો એવી યોજના કરવા મ્હને જણાવ્યું. તે દિવસથી ત્હમે સુખી જીવન ગાળી શકો તે પુરતુ દ્રવ્ય મ્હેં જ ગંગાને આપ્યા કર્યું છે. મ્હેં જ ત્હમારા પિતાજીનું પુરાણું મહાલય પાછું ખરીદી

આપ્યું. મ્હેં જ ત્હમે એ ઘરમાં રહેવા જાઓ એમ યોજના કરી. મ્હેં જ પેલો હીરાનો હાર પાઠવી ત્હમારી પરીક્ષા કરી."

" પરન્તુ આપને અમારી મુદ્રા કયાંથી મળી ?" સુવર્ણાએ પ્રશ્ન કર્યો, " મહારાજ ! આપ મ્હારા પતિ છો એમ કહી શરમાવી મ્હને દુ:ખી શા માટે કરી ? વળી હું પુરંદરના ઉપકાર તળે દિન પ્રતિદિન દબાતી જતી હતી એવું મ્હને કેમ જણાવ્યા કર્યું ? "

" જે દિવસથી આનન્દસ્વામીની મ્હને આજ્ઞા થઇ" રાજાજીએ જવાબ વાળ્યો " ત્યારથી ત્હમારી દેખરેખ રાખવા મ્હેં માણસો યોજ્યાં. ગંગા મારફત હારનો ઉપહાર ધરી ત્હમને લોભાવવા પ્રયત્ન આદર્યો. વળી આજે ત્હમારો નિર્ણીત સમય પૂરો થાય છે તે હું જાણતો હતો; એટલે ત્હમારા પતિને મ્હેં બોલાવી મંગાવ્યા. ત્હમારા વિચિત્ર જીવનયોગથી હું વાકેફ છું એમ મ્હેં તેમને જણાવ્યું. આજે તેમની પત્ની તેમને સોંપનાર હતો એમ પણ ખાત્રી આપી. "

" આપની આજ્ઞા શિરસાવંદ્ય છે," એમણે જવાબ વાળ્યો, " પરન્તુ હું એનું મ્હોં જ જોવા માગતો નથી. અમે ન મળીએ તે જ સારૂં."

" મ્હારી આજ્ઞા ત્હમારે માનવી જ પડશે. " મ્હેં જણાવ્યું.

એમને કબુલ થયા સિવાય છૂટકો જ ન્હોતો. પરન્તુ વળી પાછી એમણે શંકા કરી.

" એનું જીવન કેમ ગયું હશે તે આપ જ જાણો છો. એક કુલિન કુટુમ્બમાં ભળવા લાયક તે છે કે કેમ તેનો વિચાર આપ જ કરજો. જેની કીર્તિને કલંક લાગ્યું હોય એવી સ્ત્રી

સાથે રહેવા આપ જેવા મહાનુભાવ ફરજ નહિ જ પાડો એમ મ્હારી ખાત્રી જ છે."

એટલે સંપૂર્ણ કસોટી કરવા તેની મુદ્રા મ્હને સોંપી જવા મ્હેં સૂચના કરી. એ વડે ત્હારા ચારિત્ર્યને હું નાંણી જોઇશ એમ મ્હેં તેને સ્હમજાવ્યું. સમસ્ત સૃષ્ટિમાં અન્ય કોઇને પણ તે મુદ્રિકા સોંપવા એ રાજી ન્હોતા. પરન્તુ એમના જીવનમાં હું પ્રથમથી રસ લેતો આવ્યો છું એવી ખાત્રી થવાથી મુદ્રિકા મ્હને સોંપવામાં તેને અડચણ જણાઇ નહિ. મ્હારે એ પણ જણાવી દેવું જોઇએ કે એ કસોટી ત્હમે તરી ઉતર્યાં છો."

પરન્તુ સુવર્ણાએ વધુ સ્પષ્ટતા માગી "આપે આ દાસીને કઇ કસોટીએ કસી જોઇ તે હજી પણ હું સમજી શકતી નથી."

એ વાક્ય પુરૂં ઉચ્ચારાયું પણ ન્હોતું ત્યાં રાજમહાલયના મંડેખંડ લગ્નસંગીતથી ગુંજી રહ્યા. "અગીઆર વાગ્યા." રાજાજીએ સ્પષ્ટીકરણ કર્યું, "ત્હમારી કસોટીની વાત પછી કહીશ. જુઓ. ત્હમારા પતિ પણ આવી પહોંચ્યા. એમનાં પ્રથમદર્શનનું આ જ શુભ મુહૂર્ત છે."

એજ ક્ષણે સુવર્ણાની પીઠ પાછળ આવેલું દ્વાર ખુલી ગયું. એક ઉંચો મનોહર યુવાન ગૌરવભેર આગળ આવ્યો. રાજાજીએ સુવર્ણાને સંબોધન કર્યું, "સુવર્ણા! આ ત્હમારા વર!"

સુવર્ણા ત્વરાથી એ તરફ ફરી. એની આંખે અંધારાં આવ્યાં. પોતે જાગ્રત હતી કે સ્વપ્નામાં તે એને ન સમજાયું. નવીન આગન્તુક કોણ હતો?—પુરંદર!

એ વિરહઘેલાં દંપતી ઘડી ભર થંભી ગયાં. ધ્યાનવિમૂઢ બની ગયાં. કશી ય હીલચાલ કરી શક્યાં નહિ. કોઇ પણ પોતાના આકસ્મિક આનન્દને સત્યસ્વરૂપે પારખી શક્યું નહિ.

અન્તે રાજાજીએ મૌન તોડ્યું. "પુરંદર ! સુવર્ણા-ત્હમારા પ્રેમને સંપૂર્ણ રીતે લાયક છે. પૂરેપુરા ગૌરવથી આપ તેમને આપને ઘેર લેઇ જાઓ. આજ પર્યંત તેણે આપનું જ અખંડ સ્મરણ કર્યું છે, એ વાતની હું ખાત્રી આપું છું. આપની જ વિનંતીથી મે એમને નાહક કસોટીએ કસી જોયાં છે. એ મ્હારાં પત્ની થાય છે એવું કહેતાં પણ હું અચકાયો નથી. રાજવૈભવના વિચારે પણ એમનું અંતર ત્હમારા પ્રત્યેની અપ્રતિમ ભક્તિથી ચલિત થયું નથી. મ્હારી પત્ની હોવા છતાં ત્હમારા માટે પ્રીતિ રાખી તે પાપી બન્યાં હતાં એમ પણ મ્હેં તેમના દિલમાં ઠસાવ્યું. સ્ત્રીસ્વભાવદુર્ઘટ આવા આરોપથી જો તે ઉશ્કેરાયાં હોત, જો તેમણે પોતાની નિર્દોષતા જાહેર કરી હોત, કે મ્હને આલિંગન દેવા વિનંતી કરી હોત તો હું માનત કે ત્હમારી જીવનભરની પ્રીતિને એણે વિસારી મૂકી છે. પરન્તુ આ નમ્ર પ્રમદાએ ઉલટો જવાબ વાળ્યો કે 'હું પાપી છું. આપની પત્ની થવાને બીલકુલ લાયક નથી.' સુવર્ણા ! એક સદ્‌ગુણી સ્ત્રી ક્રૂર ને જુઠા આરોપને પોતાનો દુર્ગુણ ગણી વધાવી લે એનો અર્થ હું પુરેપૂરો સ્હમજી શકું છું. એથી મને ઘણો જ આનંદ થાય છે. ત્હમારા માટે મને ગૌરવ ઉત્પન્ન થાય છે. પ્રેમવિહોણા પતિને પનારે પડવા કરતાં ત્હમે કલંક વેઠી લેવા તૈયાર હતાં. મ્હારાં વ્હાલાં સંતાનો ! હું ત્હમને બન્નેને મ્હારા અંતઃકરણપુર્વક સુખી જીવન ઇચ્છું છું. ત્હમારૂં કલ્યાણ થાઓ !

હજી પણ સુવર્ણાને પૂરો સંતોષ થયો ન હતો. "મહારાજ ! હજી પણ એક વાત સ્પષ્ટ કરી આ દાસીને આભારી કરો. પુરંદર તો જાવા ગયા હતા. તેઓ લગ્ન પ્રસંગે વારાણસીમાં

ક્યાંથી આવી શકયા? વળી એ બધી વાતથી અમે કેવી રીતે અંધારામાં રહ્યાં?"

"એ વાત તો સહેલાઈથી સમજાય તેવી છે." રાજાજીએ ઉત્તર દીધો. "સ્વામીજીએ પુરંદરના પિતાજીને મળી તેમને બારોબાર બનારસ મોકલવા વ્યવસ્થા કરી હતી. લગ્ન પતી ગયા પછી એ સીદ્ધા જાવા જાય તેવી પણ યોજના કરી હતી. એ વેળા તેમણે ભૃગુપુર આવવાનું જ ન હોતું. ભૃગુપુરની લોકબત્રીશીએ એ તમામ વિગતને ચઢતાં અટકાવવાની હતી."

"મહારાજ!" પુરંદર સવિનય વંદન કરી બોલ્યા, "આજે અમારા ઉરની અભિલાષા ફલિત થઈ." આપના સમસ્ત સામ્રાજ્યમાં પુરંદરસુવર્ણાના યુગલ જેવું સુખી દંપતી અન્ય કોઈ હશે જ નહિ.



## કર્તાની અન્ય કૃતિઓ

**નાગાનન્દ**
**ગુ લ છ ડી–અ લ ભ્ય**
**સીતાદેવીની વાર્તાઓ×**
**રવિન્દ્રનાથનાં નાટકો×**
**કાવ્યગ્રન્થો વગેરે×**

×હવે પછી બહાર પડશે

એજન્સી માટે લખોઃ—કર્તાને.

ઠે. આદિત્ય મુદ્રણાલયઃ રાયખડઃ અમદાવાદ